# विवाह कर्म संग्रह.

મૂળ
સંસ્કૃત ઉપરથી
ગુજરાતી ભાષામાં કવિતા રૂપે

---

રચનાર.
પંડયા. કેશવલાલ પ્રભાશંકર
યજુર્વેદી શ્રીગોડ બ્રાહ્મણ ખેડાના.

---


આવૃતિ પહેલી

---

નડીઆદ સત્યસાગર પ્રેસ.
પ્રત—૧૦૦૦

---

સન ૧૮૯૦—સંવત ૧૯૪૬
કિમ્મત રૂ. ૦-૬-૦

૪૪૫૧

# विवाह कर्म संग्रह.

મૂળ

સંસ્કૃત ઉપરથી

ગુજરાતી ભાષામાં કવિતા રૂપે

---


રચનાર.

પંડયા. કેશવલાલ પ્રભાશંકર

યજુર્વેદી શ્રીગૌડ બ્રાહ્મણ ખેડાના.


---




આવૃતિ પહેલી

---

નડીઆદ સત્યસાગર પ્રેસ.

પ્રત—૧૦૦૦

---

સન ૧૮૯૦—સંવત ૧૯૪૬

કિમ્મત રૂ. ૦-૬-૦

# અનુક્રમણીકા.

# અર્પણ પત્રિકા.

માન્યવંતા રાવબહાદુર-નૃસિંહરામ વિજયરામ ખેડા નિવાશી નીતિ તથા ધર્મના અનેક કાર્યોમાં એક સરખી પ્રીતિ ધરાવી સ્વદેશ સંસારી સ્થિતિ સુધારાનાં સાધનોમાં પડતિ ખોટ પુરી પાડવાને આપની હમેશની ખંત મને યાદ આવેછે. એટલુંજ નહી પણ મ્હારા સ્વદેશ નિવાશીઓમાં આપે માનવંતા સરકારી સારા હોદ્દા ભોગવી સ્વદેશ શેવા બજાવીછે તેથી ગુર્જર વિપ્રોના આભૂષણ રૂપ આપ નિવડેલ છો, તેના સહજ સ્મર્ણાર્થે આ લઘુ શ્રમ અતિ પ્રેમ પૂર્વક આપને સમર્પણ કરનાર.

તા. ૨ માહેઅકટોમ્બર સને ૧૮૯૦

આપનો દીન સ્વદેશબંધુ
કેશવલાલપ્રભાશંકર પંડયા.

# પ્રસ્તાવના.

૧ હિંદૂ ધર્મ શાસ્ત્રમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્ર, એ ચારે વર્ણને વિવાહ સંસ્કાર યથા શકિતએ બનવા સારૂં જૂદી જૂદી રીતે આઠ પ્રકારે નિશ્ચય કરેલું છે. તેની વિગત નિચે લખ્યા પ્રમાણે.

૧ **બ્રાહ્મવિવાહ**—એટલે યોગ્ય વરને સત્કાર પૂર્વક બોલાવીને અલંકાર યુકત કંન્યાનું દાન કરવું.

૨ **દૈવવિવાહ**—એટલે યજ્ઞમાં રૂત્વીજનું કામ કરનાર બ્રાહ્મણને સત્કાર પૂર્વક કંન્યા દાન કરવું.

૩ **આર્ષવિવાહ**—એટલે વરની પાસેથી એક ગાય, અથવા એક બળદ; કિંવા બે ગાયો અથવા બે બળદ; વા તેના બદલામાં તેની કિંમત જેટલું દ્રવ્ય (કંન્યા દાનના ખપ પુરતું) લેઇ કંન્યાદાન કરવું. આ (ગોમિથુન) લેવું એ કંઇ પાપ કર્મ નથી. કારણ કે તે કંન્યા દાનને માટે છે એટલે કંન્યાવિક્રય થતો નથી.

૪ **પ્રાજાપત્યવિવાહ**—એટલે કંન્યાદાતા વરની સાથે એહેવી કબુલાત કરે છે કે, તમારે આ કંન્યા સહ વર્તમાન સદા કાળ ગ્રહસ્થાશ્રમ ધર્મ પાળવો પડશે. એની હયાતીમાં બીજો વિવાહ અને સંન્યાસ આશ્રમ થશે નહિં.

૫ **આસુરવિવાહ**—એટલે જ્ઞાતીના લોકને (તેમની ઈચ્છા પૂર્વક) પૂશકળ દ્રવ્ય આપી કંન્યાદાન લેવું અગર કરવું.

૬ **ગાંધર્વવિવાહ**—એટલે વરકંન્યાની સ્વઈચ્છાથી અરસપરસ

ની પસંદગીથી થયેલો વિવાહ.

૭ **राक्षसविवाह**—એટલે યુદ્ધ ઈત્યાદી બળાત્કાર કરી જોર જુલમથી કંન્યાને હર્ણું કરવી.

૮ **पैशाचविवाह**—એટલે ચોરી કરીને કંન્યાનું હર્ણું માતાપિતાને વિશ્વાસઘાત કરી દગાથી કરવું.

એ રીતે આઠ પ્રકાર થયા તેમાં પ્રથમ જે ચાર. **ब्राह्म, दैव, आर्ष** અને **प्राजापत्य** એટલે તે મધ્યે પેહલો શ્રેષ્ટ **प्राजापत्य** કર્તાં **आर्ष** શ્રેષ્ટ. **आर्ष** કર્તાં **दैव** શ્રેષ્ટ **दैव** કર્તાં **ब्राह्मविवाह** શ્રેષ્ટ જાણવો. બાકીના જે ચાર **आसुर-गांधर्व-राक्षस** અને **पैशाच**. એમાં આગળ આગળ નિંદાય છે. એટલે **आसुर** કર્તાં **गांधर्व** નિંદ. **गांधर्व** કર્તાં **राक्षस** નિંદ. **राक्षस** કર્તાં **पैशाच** નિંદ. આ આઠ વિવાહમાં **ब्राह्म** અને **दैव** એ વિવાહ બ્રાહ્મણને પ્રશસ્ત છે. ક્ષત્રીને **गांधर्व** અને **राक्षस** એ વિવાહ પ્રશસ્ત છે. **आर्ष** અને **प्राजापत्य** અને **पैशाच** એ સર્વને પ્રશસ્ત છે. સંકટ સમયે **राक्षसविवाह** વિના સાત વિવાહ બ્રાહ્મણને યુક્ત છે. **ब्राह्म. दैव** વિના બાકીના બીજા ૭ ક્ષત્રીને યુક્ત. વૈસ્ય અને શુદ્રને **ब्राह्म. दैव** અને **राक्षस** એ વિના બીજા પાંચ યુક્ત છે.

કારણ એટલું જણાયછે કે, દરેક મનુષ્યને સંસારી સ્થિતીમાં યોગ્ય રીતે આવવા તથા દંપતિએ એક બીજા સાથે સંબંધ સાંધ-

વાનો અને હળીમળીને રહેવાનો તથા તેમની કબુલાતો અને વચનો નિશ્ચે થાય છે.

૨ વર્તમાન કાળમાં આપણા ઘણા દેશિ જનો ધર્મ વિગેરે શાસ્ત્રોથી અજાણ હોવાને લીધે, તથા સંસ્કૃતની માહિતી નહિ હોવાને લીધે, પોતાના અન્યગિત કલ્પિત બિચારથી શાસ્ત્ર વિમૂખ દ્રવ્યના અને કુળના લોભે લલચાઈ સાહસીક લગ્ન કરેછે. તેનાં પરીણામો ઘણાજ માઠાં અને ચમત્કારીક થાયછે. લગ્નના કીયા કીયા કરારો છે તથા તે કીયા કીયા દેવતાઓની સમક્ષ થાય છે? તે ઉભયતાને ખાસ જાણવાની જરૂર છે. તે વાત હાલની ઘણીક પ્રજાના જાણુંમાં નહિ આવવાથી તેમના સંસારનો વૈભવ જોઇએ તેવો ચાલી શકતો નથી. અનેક પ્રકારનાં દુઃખ ભોગવેછે. તેમ એક બીજાને બનતું પણ નથી. એટલુંજ નહિ પણ શાસ્ત્ર વિમૂખ થએલા લગ્નથી, ઉત્પન્ન થએલી પ્રજા વર્ણસંકરના વર્ગમાં ગણાય છે. એટલે ગૃહસ્થાશ્રમને યોગ્ય નહિ એવી ભ્રષ્ટ. તે માતા પિતાને અતિશે દુઃખ ઉપજાવી થોડી વયમાં લય પામે વા નિચ સ્થિતીને પ્રાપ્ત થઈ કુડાં કૃત્યો આચરે. એટલે ત્યાંથીજ તેના કુળનો ક્ષય થવા માંડેછે. માટે એ વિષે વધારે સાવધ રેહેવું એ માનવ દેહનો ધર્મ છે.

૩ પૂર્વેના મનુ, પરાશર, શુક્ર અને સુત્રકાર મુનિયોએ જેજે શાસ્ત્ર રચેલાં છે, તેતે કેવળ દેશના માનને અનુસરીનેજ રચેલાં છે. તેમનો હેતુ પ્રજાને ધર્મશીળ, વિદ્યવાન, કિર્તિવાન, અને જ્ઞાનવાન કરવી એવો હતો. જેથી તેમણે ઘણાજ સરલ અને સુખદાયક નિયમો બાંધેલાછે. તેવિષે વિચાર કરીએછીએ તો આપણા દેશિ ભાઇઓ જૂજ બાબતમાં વગર સમજે શાસ્ત્ર વિમૂખ થવાથી આપત્તિ વે-

ઠેછે. એવું સ્પષ્ટ દિશી આવેછે. જૂવો કે, ન્હાની વયનો, રોગી, વ્યસની, વ્યભિચારી, વિદ્યાહિણ, ધર્મહિન, ધનહિણ, કુળહિણ, કિર્તિહિન, પુરૂશત્વહિન અને રૂપ હિન છતાં ઘણા લોક ઉદર પોષણાર્થે સુંદીર અને ચંચળ કન્યાનું દાન તેવા પુરૂષને આપેછે, તેનું શું ફળ? કંઇજ નહિ. એમાં તો ઉડતા નર્કે જવાની વકી થાયછે. માટે શાસ્ત્ર કર્ત્તાએ જે ધારા બાંધેલાછે, તેજ ધારાને માન્ય આપી વર્તણુંક થાયતો કંન્યાદાનનુ ફળ મોક્ષ પદવીનું પમાય. અને વધુવરનું સૌભાગ્ય વધે તથા તેમનાથી સુશીલ પ્રજા ઉત્પન્ન થાય. એ હેતુ પૂર્ણ થવા સારૂ આપણા ધર્મ શાસ્ત્ર ઉપરશી અને દ્વિજ જનોથી માહિતી મેળવી મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતી લીપીમાં વિવાહ વિધાં લગ્ન સમયે ગવાતા રાગમાં કવિતા રૂપે લખી છે.

**१ उत्पन्न विचार.** એટલે મનુષ્યની ઉત્પતિ કીયાં કીયાં કારણથી અને કેટલા પ્રકારે થાય છે?

**२ कंन्याना रक्षणनो विचार**—એટલે જે કન્યા પેદા થઇ તે ઘણી ચંચળ અને બે કુળને (પીતા અને વર) તારે અથવા ડુબાડે તથા મનુષ્ય દેહને ધારણ કરી જન્મ આપવાની સત્તા ધરાવનારી થઇ. તેથી તેનો જન્મ થતાંજ નિયંતાએ તેને દેવતાઓના રક્ષણ નીચે રાખી. તેમણે સાડા સાત વર્ષની થતાં સુધી પોષી. પછી ચાર વર્ષ પરિયંત માતપિતાને સ્વાધીન રહી.

**३ वरनीपरीक्षा**—એટલે કંન્યાનાં માતપિતાએ યોગ્ય એટલે લાયક ઉમ્મરનો, નિરોગી, વિદ્યવાન, ધનવાન, કુળવાન, રૂપવાન, પુરૂષત્વવાન અને ઉદ્યમી વિગેરે ગુણ યુક્ત વર દેશ પરદેશ ફરી શોધી કાહાડવો.

૪ **वाग्दान**–એટલે યોગ્ય વરને શુભ મુહૂર્ત જોઇ પૂજન કરી તેને કહેવું કે હું તને મારી કંન્યા વરાવીશ. (વિવાહ)

૫ **ग्रहमख**–એટલે ગણપતિ સ્થાપન, કળસ સ્થાપન, માંડવા મુહૂર્ત અને ઉકરડી વિગરે.

૬ **कुशांडी**–એટલે પૂણ્યાહ વાચન, વસોદ્ધારા, નાંદીસંપધાદી, માતૃકા પૂજન, વેદી સ્થાપન, અગ્ની સ્થાપન, ગૃહશાન્તિ વીગરે.

૭ **सीमांत पूजन**–એટલે ગામને દરવાજે અગર ભાગોળે આવેલા વરના સાંમા જઇ તેમનું યથા વિધિએ પૂજન કરવું. (સાંમૈયું)

૮ **कर्मनुक विचार**–એટલે પરદેશથી આવેલા વરને મુકામ આપી ભોજન આચાર કરવો. (કલવો.)

૯ **वर प्रस्थान**–એટલે વરને હરીંદ્રાદી મરદન યુક્ત ઉષ્ણોદકે સ્નાન કરાવી ન્હાનાલંકાર પહેરાવી કંન્યાના દ્વાર સુધી લાવેછે.

૧૦ **पुरस्करविचार**–એટલે દ્વાર પાસે ઉભેલા વરને કંન્યાની માતા, ધુશળ, મૂશળ, રવૈ, શરીયા, ત્રાક, તીર, ઈંડીપીડી, અને સંપૂટ લેઈ વરને બતાવેછે, તેમાં એક પ્રકારની કખુલાત થાયછે. તે કખુલાતો વર કખુલે એટલે તેનું પૂજન કરી મંડપમાં લાવેછે.

૧૧ **मधुपर्क**–એટલે કંન્યાદાતા વિષ્ટર (આસન) લેઈ વરને આપેછે અને પછી દહિ, મધ અને ઘી એક કાંસાના વાસણમાં ભેળાં કરી વરને પ્રાસન કરાવે છે.

૧૨ **गवालंब**–એટલે મધુપર્કના અંગે ગાયનું દાન આપવું. તેથી કરી કંન્યા આપનાર લેનાર પવિત્ર થાયછે.

૧૩ **अग्नि स्थापन**–એટલે વધુ વરનિ કબુલત થવાના સાક્ષી દેવતાઓને આહુતિ પોહોચાડનાર પ્રતક્ષ દેવતાનું સ્થાન.

૧૪ **अंतःपट**–એટલે વધુવરની વચે ઉત્તર દક્ષણ કુંકુમના સાથીયા કાઢેલા પડદા ધરેછે તે.

૧૫ **शिष्टाचार**—એટલે વર વસ્ત્ર આપેછે, તે કંન્યા પરિધાન કરે તેથી તેના આયુષ્યની વૃદ્ધિ થાય; હમેશાં યોવનવસ્થા સો વર્ષ સુધી રહે. વળી બીજુ વસ્ત્ર આપેછે, તેથી તે રૂપમય દેખાયછે. પછી કંન્યાદાતા કંન્યાને કહેછે કે, તું તારાં નેત્ર ઉગાડીને જો તને આ પુરૂષને હું આપુછું. તેની સાથે તારે નિઃસંશયથી ચાલવું પડશે વિગરે.

૧૬ **मांगलय तंतुबंधन विचार**–એટલે કંન્યાને કંકુ, કાજળ, કીડીયાં, કંચુકી વીગરે અલંકારથી યુકત કરવી.

૧૭ **वरमाळा विचार.** એટલે વર વધુને સુત્રના તારથી બંધન કરી ખુલ્લી રીતે એકત્રતાનો ભાવ કરી બતાવેછે.

૧૮ **कंन्यादान संकल्प**—એટલે કન્યાદાતા હાથમાં કુશોદક લેઈ કહેછે કે આ કન્યા થકી ધર્મી પ્રજા ઉત્પન્ન થઇ મારા કુળને તારશે તેથી હું વરને નારાયણનું રૂપ સમજી આ કન્યા રૂપી લક્ષ્મીનું દાન કરૂછું. ગોત્રે ચ્ચાર કરેછે.

૧૯ **हस्थमेळाप**–એટલે દાતા કંન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં આપી તે ઉપર વસ્ત્રાલંકારાદી દક્ષણા આપેછે તેનું ફળ સો સોમ યજ્ઞ કર્યા જેટલું મળેછે.

૨૦ **निर्मविचार**–એટલે દાતા વરને કહેછે કે, તમારે આ-જથી આ કન્યા વગર અગ્નિ હોત્રાદીકનુ કામ કરવું નહી. વર તે વાત કબુલ કરેછે.

૨૧. **अभिषेक**–એટલે વર કંન્યાના હસ્થ મેળાપ ઉપર દાતા મંત્ર ભણી પાણી અથવા દુધ શીચન કરેછે, તેનુ મહાત્મ એવું છે કે, સુકા વૃક્ષને શીચે તો પલ્લવ ફુટે તેમ વધુ વરની વૃદ્ધિ જાણવી.

૨૨ **वरकन्यानि प्रार्थना**–એટલે દાતા કંન્યાને કહેછે કે તું મારા વંશમાં પેદા થઈ તેથી મેં દક્ષ જોઈ તારૂં દાન કર્યું છે. માટે હવે તું પતિવ્રત પણે મારી પાસે રહેવા દુર રહે યા પતિ પાસે રહે તેથી મારા કુળનો ઉદય છે વળી વરને કહેછે કે, હે વિપ્ર તમને સ-દ્પાત્ર જાણી આ કંન્યાનું દાન આપ્યુંછે માટે એનાથી ગૃહસ્થાશ્રમ માંડી રૂડાં કાર્ય કરજો.

૨૩ **वरकन्यानि एकता**–એટલે અગ્નિ સ્થાપનની પુઠળ બેશી વર કહેછે કે, હે કંન્યે તારૂં ચીત્ત ગણુ ચંચળ છે, અગ્નિ હો-ત્ર અને ગૃહસ્થાશ્રમે તું પવિત્રછું, મહાયાત્રાદી સુક્રીત અર્થે તમારી મારી જરૂરછે, પંચમહા યજ્ઞાદી સેવા કરવા વાળીછે, પૂત્ર વતિને પ-તિ આજ્ઞામાં તતપર છું. માટે તારૂં ચિત્ત સ્થીર કર કારણ કે પ્ર-થમ તારો પતિ ચંદ્ર, બીજો ગાંધર્વ અને ત્રીજો અગ્નિ હતો, તે અ-ગ્નિએ દેવ અને બ્રાહ્મણની સાક્ષી સાથે મને આપી તેથી ચોથો પતિ હું થયોછું.

૨૪ **होमविचार**–એટલે વર કન્યાના લગ્નના સાક્ષી દેવતા-ઓને અગ્નિમાં ઘૃતની આહુતિ આપી સત્કાર કરવો.

૨૫ **राष्ट्रभ्रतहोमना देवता**–એટલે વર કન્યા લક્ષ્મીનારાયણનું રૂપ થયાં તેનાં સાક્ષી દેવતાઓને આહુતિ.

૨૬ **जयाहोम.** એટલે મનને આદે લેઈ ઈંદ્રિયોના દેવતાને આહુતી તેથી વર વધુની ઇંદ્રિયોનું એકપણું થાય છે.

૨૭ **भ्याता होम.** એટલે દેહમાં પંચ ભૂત છે, તે વીના અંન્ય ભૂત છે. તેના દેવતાઓને આહુતિ. તેથી વર વધુના અંગનું એકપણું થાયછે.

૨૮ **पंचाहुति.** એટલે અગ્નિને પાંચ આહુતિ આપવાથી તે અગ્નિ જીવતા સુધી અને તે પછી ને માટે પણ ઉપયોગી થાયછે.

૨૯ **लाजाहोम.** એટલે કંન્યા ડાંગરની ધાણી હોમેછે અને કહેછે કે, મારો પતિ ઘણું જીવો. પછી વર તેનો હાથ ગ્રહણ કરી કહેછે, હું તને જીવતા સુધી પાળીશ.

૩૦ **अस्मारोहण.** એટલે કંન્યાનો જમણો પગ હાથમાં ઝાલી પથ્થરસાથે અડકાડી વર તેને કહેછે, આ પથ્થર સરખુ કઠણ હૃદય રાખવું કારણ કે સંસારનાં કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદી શત્રુઓ સાથે યુદ્ધ કરવુંછે. એટલુજ નહિ પણ ગ્રહસ્થાશ્રમમાં પ્રજા, ધન, ધાંન્યાદીની કસર પડે ત્યારે આ પથ્થર સરખા હૃદયથી વેઠવું પડશે.

૩૧ **मंगळफेरा.** એટલે અગ્નિની પરદક્ષણાઓ કરી ડાંગરની ધાણીનો હોમ કરેછે.

૩૨ **कबुलत विचार.** એટલે વર કંન્યાને કહેછે કે અત્યાર

સુધી જેજે કબુલતો થઇ તેતે કોઇ કારણથી ફરવા સરખી છે, પરંતું હવે પછી જેજે થશે તે જીવતા સુધી નભવવી પડશે.

૨૩ सप्तपदीविधि એટલે આ દેહના વિષ્ણું રૂપી પર્વત નામે દેવતાઓને ઉલંઘન કરાવવાથી રસ, અન્ન, ધન, આરોગ્યતા, પશુ વીગરેનો લાભ થઇ સઘળી ઋતુઓમાં સામાન્ય ભાવે રેહેવા• અને વરકંન્યાનું સરખાપણું રહેવાની કબુલતના સાક્ષી દેવ.

૨૪ पूणाभिषेक એટલે હોમ કર્મમાં સ્થાપીત કીધેલા ઉદકુંભમાંથી જળ લેઈ વરકંન્યાને પોખે છે. તેથી તેનું સર્વ પ્રકારે માલીકપણું થાય છે, કુટુંબ અને ગોત્રની અધિકારી થાય છે, અને તેના શરીરના અવયવોની પ્રફુલીતતા થાય છે, જેથી કંન્યાને બાળાંતી સમયે નાહાના પ્રકારનાં કષ્ટ પડે નહિં.

૨૫ सूर्यदरसन. એટલે વધુવરના સારા નરતા કૃત્યના પ્રત્યક્ષ સાક્ષી દેવતાનું દર્શન.

૨૬ आभिमंत्रण अने सुमंगालिय. એટલે વધુ વર એક આસને બેશી વૃત્ત, ચિત અને વાચાની એકતા કરેછે. પછી સૌભાગ્યવતિ સ્ત્રિયો આવી કન્યાને આશીર્વાદ દેછે તેથી વરના આયુષ્યની વૃદ્ધી થાય છે.

૨૭ ध्रुदर्शन. એટલે ઉભયતાની અવિચળ વૃત્તી થવા સારૂં ધ્રુના તારાનું દર્શન કરેછે.

૨૮ चरभक्ष. એટલે વરવધુ એક બીજાને જમાડેછે.

૨૯ द्दुताक्रिडा. એટલે વર વધુને નાહાના પ્રકારના ખેલ ખેલા

વેછે તેથી તેગની આંતરતાનો પડદો ખુલી જાયછે.

૪૦ **गौरव.** એટલે જાન આદે ગંડળીને ભોજન આપવું.

(૪) એ રીતે આ પુસ્તકનું સ્વરૂપ છે. તેમાં જેજે વખતે જે જે બાબત ખાસ જાણુવાની જરૂરછે. તેતે સબંધી ગળી આવ્યાં તેટલાં શાસ્ત્રનાં વચન લખ્યાંછે.

(૫) આ પુસ્તકનો વિષય વધુવરના લગ્ન સંબંધનો હોવાથી તે સમયે ગવાતા રાગમાં તૈયાર કરી શાળાઓમાં ઉપલા વર્ગમાં વિદ્યા અભ્યાસ કરનારી બાળકીયોને ઉપયોગી થવા સરખો છે. એટલે તેમને લાભ આપવો. જેથી કરીને સાહસીક લગ્ન થાય નહી તેવો હેતુછે.

(૬) વળી વીષેશ હેતુ એછે કે, શાસ્ત્રથી અજાણ્યા દેશી મીત્રોને ઉત્તેજન આપી વિવાહ સમયે ફટાંણાં ગીત ગાવાનો પરીચાલ પડી ગયોછે તે બંધ થાય અને ગર્યાદશીલ પ્રજા થાય. લગ્નનો હેતુ અને તેના કરારોનું ખરૂ રહસ્ય સમજાયાથી કોઈકજ સ્ત્રિ પુરૂષ અવળુ કરશે.



# विवाह कर्म संग्रह.

## श्री.

## मंगळाचरण.

### શાર્દૂલવિક્રીડીતવૃત્ત.

પ્રારંભે પ્રણમૂં તને ગુણનિધી, સીદ્ધી સુબૂદ્ધી વરા,
એક પાણ પસારિ પાય નાગને, આરાધુ હું ઈશ્વરા;
કીજે ઈષ્ટ દયાળ થઇ રૂડિ મતી, અજ્ઞાન હું દાસની;
ઘો શક્તી દિન બંધુ પોથી રચવા, વિવાહ વીલાસની. ૧
હીંદૂ લગ્ન ક્રિયાતણા નિયમ જે, ભાખી ગયા પૂર્વ છે,
તે સર્વત્ર શ્રુતી સ્મૃતી ઉપરથી, ખોળી કિધા એક છે;
દેશીના હિત કાર્ય માટય મમતા, વ્યાપી મ્હને સર્વદા,
લીલા લગ્ન વિધીતણી ઉચરતાં, આનંદ પામુ તદા. ૨
પૂર્ણા પૂર્ણ પ્રતાપ એ તમતણો, તૂં સર્વ બુદ્ધી પ્રદા,
દૂંદાળા મતિ ઘો મ્હને મગજમાં, સર્વજ્ઞ શાન્તી સદા;
હૂં છૂં પાંગુળ રાગ ઢાળ ઢબમાં, પોથી લખૂં પ્હેલી આ;
તે અર્થે કરૂણાનિધી પ્રસન થૈ, પાણી ગ્રહો સન્મુખા. ૩

### દોહરો.

અમૃત સમ શ્રુતિ સ્મૃતિ અને, સૂત્ર તણાં દ્રષ્ટાંત;
વાંચી વિરલા સરવને, થાય ગન સીદ્ધાંત. ૧

# ઉત્પન્નો વિચાર.

## ગિત ૧ લું.

(વળતિ રૂખીયે માંડી છે વાતરે, તમે સાંભળો શંભૂનાથરે. એ રાગ.)
આધે ગુણનિધીનું ધ્યાન ધરીએરે, પછી વિવાહ કર્મ ઉચરીયેરે;
પ્હેલો કરવો ઉત્પન્નો વિચારરે, સ્થિતી કરતાનો જે નિરધારરે. ૧
માનવ ઉત્પત્તી મૂળ મંડાણુરે, તેનું શી રીતે બાંધ્યુ પ્રમાણુરે;
થાય જન્મ છે ત્રણ પ્રકારેરે, વિગતે વરણવું તેતણો સારરે. ૨
પુરૂષ પ્રફુલીતે પુત્ર વિચારરે, સ્ત્રી હર્ષીત કન્યા ધારરે;
સમ હર્ષે નપુંસક રીતરે, સધ વાત તે જાણ ખચીતરે. ૩
સ્ત્રિ પુરૂષનો હર્ષ સમાનરે, જન્મે નપુશક સંતતી જાણરે;
એવો શાસ્ત્રે કર્યો છે સિદ્ધાંતરે, શ્રુતિ સ્મૃતિકાર ને વેદાંતરે. ૪
સ્ત્રિના હર્ષથી કંન્યા જે થઇરે, તે તો ચંચળ વૃતિમાં રહીરે;
કુળ બંને બુરાડે કે તારેરે, સત્તા સર્વથી દીઠી વધારેરે. ૫

## કંન્યાના રક્ષણનો વિચાર.

તેથી તોલ નિયંતાએ કીધોરે, રક્ષા અર્થે નિર્બંધ છે બાંધ્યોરે;
અઢી વર્ષ સુધી સશી ધરતારે, દિવ્ય ચક્ષુથી રક્ષણ કરતારે. ૬
ઈંદ્ર ગાંધર્વ ગુણથી પોસેરે, કળાવતિ તણું મૂખ જોશેરે;
દેવ દ્રષ્ટિથી સ્ત્રિનાં આચર્ણરે, અઢીવર્ષ બંધાય સુવર્ણરે. ૭
એમ વર્ષ વિતી પાંચ જાયરે, પછી અગ્નિ પતિ એનો થાયરે;
તે શેવે અઢી વર્ષ પરિયંતરે, જેથી કંન્યા થાએ રૂપવંતરે. ૮
ત્યાર પૂઠે પિતા અને માતારે, વરજોગ્ય સુધીનાં છે ત્રાતારે;
ગૃહસ્થાશ્રમ પુરતો અભ્યાસરે, વિધા ધરકામ માહે પ્રકાશરે. ૯

થાય સ્ત્રિત્વ રૂપે રત્ન જેવીરે, એને વર વરવા જોગ કહેવીરે;
અંગે પ્રગટયાં દીસે સ્ત્રિનાં ચીન્હરે, ઉદે પામે આનંદનો દીનરે. ૧૦
હેત પિતાને હૈડે ન માયરે જેવું અગ્નિથી પય ઉભરાયરે;
સૂર્ય દેખીને ખીલે કમળારે, એવું માતાનું મન વિકળરે. ૧૧
મોક્ષ પદવીને મળવાનો અર્થરે, ઘણો મેળવી ગાંઠે ગર્થરે;
સહોદરને પુછે અન્યો અન્યેરે, વર જોગ્ય હવે થઈ કંન્યરે. ૧૨
મારા ભાગ્યતણો નહિ પારરે, પિત્રી સર્વનો થાશે ઓધારરે;
કાં વિલંબ ઝાઝો કરીએરે, કોઇક દક્ષના હાથમાં ધરીયેરે. ૧૩
મારી મમતા જેથી પુરી થાયરે, બ્રહ્મ લોકમાં સુખે જવાયરે;
દિન દિન વૃદ્ધિ કળા પામે એનિરે, કરવી પ્રેરણા શી હવે તેનીરે.૧૪
મોટી મર્મનીવાત છે એમાંરે, સ્મૃતિકારે કહ્યુંછે તેમાંરે;
વર્ષ બારની કન્યા જે થઇરે, લગ્ન લાયક તેતો ગણાઇરે. ૧૫
વર વય વિસ પચીસ હોયરે, એવું જોડુ જૂગતથી જોયરે;
માત પિતા કુટુંબ પરીવારરે, ભેળાં બેશી કરેછે વિચારરે. ૧૬
હેતુ પૂર્ણ થવાને જરૂરરે, અતિ વ્યાકૂળ ઉમંગ ઉરરે;
પરગામ જવા તૈયારીરે, કંન્યા પિતાયે મનશુ ધારીરે. ૧૭

## વરની પરીક્ષા.

કરે દેશ વિદેશે તપાસરે, રહી કોઇ કોઇ ગ્રામમાં વાસરે;
મૈત્રી માંડી પરસ્પર જૂવેરે, ગુણ દોષથી સંશય ખુવેરે. ૧૮
ધન, કુળને બળ, વિદ્યાયરે, વય, રૂપને શીળ કહેવાયરે;
ગુણ સાત એ સંપૂર્ણ હોયરે, જન્મ થયો ઉંચા કુળમાંયરે. ૧૯
જોવો ઉદ્યમી કામે અપારરે, જસ લોક વિષે વિસ્તારરે;

આવે એ ગુણ દ્રષ્ટે દેખાયરે, ત્યારે તેનેજ કંન્યા અપાયરે. ૨૦
અંગ દોષનો કરવો તપાસરે, ના ધરવો કોનો વિશ્વાસરે;
એમાં કંન્યાના સ્વારથનિ સિદ્ધિરે, એવી માબાપે રાખવી બૂદ્ધિરે. ૨૧
કોઇનુ કહ્યું ન ધરવું કાંનરે, જાતે જોવું જમાત્રનું વાનરે;
ક્રિયાહિણ નપુશક રોગીરે, અંગે વાળ અતિ જેવો ભોગીરે. ૨૨
નિચ કુળ દરિદ્રી અવસ્થારે, કષ્ટ ક્ષયાદીની અંગે વ્યથારે;
એવો વર જોવો નહિ જરૂરરે, કણી કુળથી કે ધનથી પુરરે. ૨૩
હોય તોય ન દો કંન્યાદાનરે, એવું શાસ્ત્રે કર્યું છે પ્રમાણરે;
એમાં કંન્યાની ઇચ્છા છે કેવીરે, રૂપવાન પતિ મળે એવીરે. ૨૪
ઇચ્છે માતા સધન ઘર વાડીરે, વળી સંપત્તી વધવા આગાડીરે;
પિતા વિદ્યવાન ઇચ્છે વધારેરે, વળી લૌકીકવાન કુશળરે. ૨૫
અન્ય સગાં ઈચ્છે કુળવાનરે, ઇચ્છે મિત્ર જમણ પકવાનને;
એમ ઈચ્છા સૌની પુરી થાયરે, ત્યારે કંન્યાનો વિહિવા કરાયરે. ૨૬

---

## વાગ્દાન.

### ગિત ૨ જુ.

( કંકોતરી મોકલોને મૈયેરીએ. એ રાગ. )

વચન થકી દાન કંન્યાનું કરવું, ભેળાં કુટુંબ સહોદર ગળવું;
વચન થકી દાન કંન્યાનું કરવું. ટેક.
રૂપ કુળ ને ધર્મ વિદ્યાય, શીળસધન સંતોષી જાણાય;
ત્યારે વાચાથી દાન અપાય, વચન થકી દાન૦ ૧

કદી ઉત્તમ કુળ ગોત્ર બીજે, રૂડાં આચરણે મન રીઝે;
રૂપ ગુણ વિષે દિલ દીજે, વચનથકી દાન કન્યાનું. ૨
તો પણ પત્રિકા ઉભયતાતણી, ગુણ મૈત્રિથી મેળવી ઘણી;
હોય જન્મ સમે ચીતરાણી, વચન થકી દાન કંન્યા. ૩
એક બીજાના મળતા વશેક, આવે ત્યારે વાચાનો વિવેક;
કરવો પિતાયેં રાખીને ટેક, વચન થકી દાન કંન્યાનું. ૪
પિતા અભાવે તેનાધિકારી, વાક્ય દાન કરેં વર ધારી;
તો તે સર્વેને લેવું સ્વીકારી, વચન થકી દાન કંન્યાનું. ૫
જેને અધિકાર આપેલો હોય, તેણે પક્ષ ન કરવી તે કોય;
લલચાવું નહિ દ્રવ્ય જોય, વચન થકી દાન કંન્યાનું. ૬
સગાં સર્વ મળ્યાં છે ત્યાં વરનાં, વળી વીશેષે કંન્યાના ઘરનાં;
હોય બાળક જે જેના કુળનાં, વચન થકી દાન કંન્યા. ૭
ગોત્રોચાર ત્યાં ગોર ભણેછે, કંન્યા પિતા જ્યાં વિવાહ કરેછે;
પિતા વરનો આનંદ ધરેછે, વચન થકી દાંન કન્યા. ૮
પૈઠે પાઘડી કર માંહે લેઈ, કંકૂ વરના લેલાટમાં દેઇ;
બંધાવે શુભમુહૂર્ત જોઇ, વચન થકી દાન કંન્યાનું. ૯
કંન્યાનો પિતા કહે કર જોડી, વર પિતાને સંશય ચોડી;
તમે પૂત્ર અર્થે મમ લાડી, વચન થકી દાન કંન્યા. ૧૦
અંગીકાર કરોછો તે વરને, હતી જોવાની ઇચ્છા ઉદરને;
તથી મેળવ્યું સહુ સહોદરને, વચન થકી દાંન કંન્યાનું. ૧૧
થયો નિશ્ચિંત આજ હુ હવે, મારા મનડાનો સંશય જવે,
લાભ લક્ષ વસા તણો થવે, વચન થકી દાન કન્યા. ૧૨
મળી માનુંની ગાયછે ગીત, તેતો વાણી લાગે અમ્રિત;

થઇ બંન્ને વ્હેવાઈને પ્રીત, વચન થકી દાન કંન્યાનું. ૧૩
ગોળ ધાંણા કે સાકર વ્હેંચે, કંન્યા પિતાના દીલમાં સુચે;
સગાં સરવના મનમાં રૂચે, વચન થકી. ૧૪
વર પિતા કરી નમસ્કાર, બોલે વચન તે પરમ ઉદાર;
જોઇ કંન્યા નિશ્ચિત આવાર, વચન૦ ૧૫
તવ કહે પિતા કંન્યાનો કથી, વાગ્દાન કર્યું પણ હવેથી;
કોઈ પ્રકારે ફરવાનું નથી, વચન. ૧૬
મારી કંન્યાના અંગ પ્રત્યંગે, નેત્ર કર્ણું મૂખાદીની સંગે;
હાથ પાય શરીરના રંગે, વચન૦ ૧૭
તેમાં જાસ્તી કમી કદી થાય, દોષ તેનો કાઢયો નહિ જાય;
એવું ધર્મ શાત્રથી મનાય, વચન૦ ૧૮
તેનું કારણ દીસેછે એહેવુ, ખરે જરૂર જાણુવા જેવું;
એને અતરમાં ધરી લેવું, વચન૦ ૧૯
જેથી રહે નહિ કંન્યા કુવારી, સ્મૃતિકારે કહ્યું એમ ધારી;
માટે મર્મ એ લેવો વિચારી, વચન થકી૦ ૨૦
રાજા વચન પંડીતની વાણ, કંન્યા દાન એ ત્રૈણ પ્રમાણ;
એકવાર થતાં નિરવાણ, વચન થકી૦ ૨૧
પુનઃદાનથી લાગેછે પાપ, તેથી આગળ ઉપજે સંતાપ;
પછી જોવા પડે તે અદાપ, વચન થકી૦ ૨૨
માટે નિશ્ચળ મન થકી નાણી, અતિ ઉલટ અંગમાં આણી;
વાક્ય દાનની કાઢવી વાણી, વચન થકી૦ ૨૩
કદી કારણ કંઇ એક થાય, વર દેહમાં પીડા જણાય;
અકસ્માત વ્યથા કંઇ થાય, વચન૦ ૨૪

વાક્ય દાન ફરે તેની ઘડીએ, અન્ય પુરૂષથી વિવાહ કરીએ;
તેની શંકા રૂદે નવ ધરીએ, વચન૦ ૨૫
એનો ભાઇ કે બીજો કો ગોત્રિ, જેની સાથે મળે જન્મોત્રિ;
તેને આપવી પોતાની પૂત્રિ, વચન૦ ૨૬
પણ દ્રવ્યને લોભે આચરે, મન સંકલ્પ વિકલ્પ ધરે;
વર આરોગ્ય છે છતાં ફરે, વચન૦ ૨૭
તે કંન્યા થકી નીપજે પ્રજાય, ભ્રષ્ટ પંક્તિમાં નિશ્ચે ગણાય;
તેનું બ્રહ્મત્વ એ પેર્યે જાય, વચન૦ ૨૮
વાગ્દાનાદી કૃત્ય આચરી, અન્ય પુરૂષને આપે જો ફરી;
પુનઃદાન વચન થકી કરી, વચન૦ ૨૯
તે કંન્યા થકી નિપજે પ્રજાય, ભ્રષ્ટ પંક્તિમાં નિશ્ચે ગણાય;
તેનું બ્રહ્મત્વ એ પેર્યે જાય, વચન૦ ૩૦
નથી એટલું અધિક છે એમાં, પાપ વર શીરછેદનું જેમાં;
કંન્યા પિતાને લાગેછે તેમાં, વચન૦ ૩૧
એવી વિવાહ કરવાની રીત, કહી કેશવે આણીને પ્રિત;
જેનું ફળ પામે અપ્રીત, વચન૦

---

## ગ્રહમખ.

( કંન્યાગૃહે )

### ગિત ૩ જું.

(આવિછે બાણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન. એ રાગ.)
નમિને બ્રાહ્મણ દેવનેરે, ગણપત પૂજન થાય;

સગાં કુટુંબી સહુ મળ્યાંરે, ગીત વનીતાઓ ગાય. ૧
બેસાડયા ગણેશજી ઘર માંહીરે, દીશા પૂર્વ પ્રમાણ;
દંપતિ પૂજતાં પ્રેમશું રે, લોકો કરતા વખાણ. ૨
દીગ રક્ષણ રક્ષા અર્થેરે, મંગળ કાર્યને કાજ;
કળસ પૂજા પછી ત્યાં કીધીરે, દેવ સહુનો સમાજ. ૩
મંડપ આંગણે બાંધીયોરે, રૂડી રચના ચોપાસ;
ન્હાના વિધી શણગારીયોરે ઝુમર ઝળકે અવાસ. ૪
ટોડીલે તોરણ બાંધીયાંરે, આસોપાલવનાં પત્ર;
ચીતરી ચંદરવા ચોફેરારે, બાંધ્યા મંડપમાં છત્ર. ૫
પુણ્યાહવાચન વસોદ્ધારારે, વૃદ્ધિ શ્રાધ સરાય;
નાંદી સંપધાદી આચર્યાંરે, સુતક વૃદ્ધિ તજાય. ૬
આયુષ્ય મંત્ર ભણી બ્રહ્મરે, વૈશ્વ દેવતા અખુટ;
માતૃકા પુજન થાય છેરે, અર્ઘ બાંધ્યો સંપુટ. ૭
આચર્ય, બ્રહ્માને, ગણપતિરે, સર્વોપ દ્રષ્ટા સાદ્દસ્ય;
રત્વિજ ત્રૈણ આદે આઠરે, વરણ કીધા છે તસ્ય. ૮

## કુશાંડી.

વેદી રચી રૂડી બારણરે, કરવા અગ્નિ હુતાસ;
આહુતિ આપવા દેવનેરે, કીધો અગ્નિ પ્રકાશ. ૯
ઢોલ નગારાદી વાગતાંરે, હૈડે હરખ ન માય;
હરીંદ્રાદી મરદન માનુનિરે, કરે કંન્યાની કાય. ૧૦
ગીત ન્હાના વિધિ ગાયછેરે, મળી માનુનિ સંગ;
ફોફળ કંન્યા માતા વ્હેચેરે, એવો જમીયો છે રંગ. ૧૧
હાથે મદનફળ બાંધીયાંરે, પોંશે મહુ ભરાય;

પંચ ગવ્ય ભોમિ પૂજારે, વેદી રચી ત્યાં થાય. ૧૨
અગ્નિ સ્થાપન એણીપેરશુંરે, ગ્રહ સ્થાપન થાય;
મંગળ કાર્યનિ ત્રીપ્તતારે, સર્વે જરૂરજ જાય. ૧૩
ગ્રહ શાન્તિ કાર્ય કર્યા પુઠેરે, ઉત્તર પૂજન એવ;
પૂર્ણાહુતિ આપે અગ્નિનેરે, તૃપ્તિ કરવાને દેવ. ૧૪

.........

( વર ગ્રહે. )

## ગિત ૪ થું.

( આછા ઘુંઘટ વહુને વ્હાલેસ લાગે. એ રાગ )

ગ્રહમખ પૂજન વર ઘેર થાએ;
ટોડીલે તોરણુ બંધાએ, હો સુજની. ગ્રહમખ૦ ટેક.
ગણપતિ પૂજન પુણ્યાહવાચન
નાંદી સંપધાદી પૂજન, હો સુજની. ગ્રહમખ ૧
માતૃકા પૂજન વસોદ્ધારા
એ પેર્યે વૃદ્ધ શ્રાધ્ધ સાર્યાં, હો સુજની ગ્રહમખ. ૩
જેથી સુતક વૃદ્ધિ બાદ ન લાગે;
શાસ્ત્રથી શંકા એવી ભાગે, હો સુજની. ગ્રહમખ. ૪
હરીંદ્રાદી મરદન વરજીને કીધું;
મીંઢળ હાથે પછી બાંધ્યું, હો સુજની. ગ્રહમખ. ૫
ગાડી ઘોડે ને પાલખી સાથે;
વર ચાલ્યા જાન સંગાથે, હો સુજની, ગ્રહમખ. ૬
કરે મુકામ કંન્યા ગ્રામ ભાગોળે;

શીવજીનું દેવળ સંભાળે, હો સુજની. ગ્રહમખ. ૭
વર જાન શણગાર યુક્ત થાય છે;
વનિતાઓ મંગળ ગાય છે, હો સુજની. ગ્રહમખ. ૮

## સીમાંત પૂજન.

વાજતુ ગાજતુ નગ્ર માંહેથી;
સામૈયુ આવ્યુ કંન્યા ગ્રહથી હો સુજની.
સીમાંત પૂજન વરજીનું થાએ. ટેક. ૯
કંન્યા દાતા વર સાંમો જઈને;
સાકર ગોળનું પાણી લઈને હો સુજની સીમાંત૦ ૧૦
ગણપતિ પૂજન વરૂણ પૂજન;
પુઠેથી વરજીનુ પૂજન હો સુજની સીમાંત૦ ૧૧
સંકલ્પ દાતા મૂખે વદે છે;
આચાર્ય ઉચ્ચાર કરે છે હો સુજની સીમાંત૦ ૧૨
ગંધાક્ષત પુષ્પ નિરાંજનથી;
પુજા વર પ્રેમ ઉલટથી હો સુજની સીમાંત૦ ૧૩
સાકર પય વરને પાન કરાવી;
વાટચનો શ્રમ ઉતરાવી હો સુજની સીમાંત૦ ૧૪
એ પેર્યે વરજીનું સનમાન્ય કીધું;
જાન શું આલીંગન દીધું હો સુજની સીમાંત. ૧૫
ગોળનું પાણી પીયે જાનૈયા;
પીયેછે ન્હાનાં મ્હોટાં છૈયાં હો સુજની સીમાંત. ૧૬
વાજતે ગાજતે નગ્રમાં પેસે;

વર રૂડો રાજાને વેસે હો સુજની સીમાંત. ૧૭
જાનીવાસે જાન પ્હોચતી કીધી;
શીખ સાંમૈયાએ ત્યાં લીધી હો સુજની સીમાંત. ૧૮

---

# કર્મનુકવિચાર.

## ગિત ૫ મું.

( આવી છે બાણુને માંડવેરે, જાદવ કુળનીરે જાન. એ રાગનું )
વાજતે ગાજતે ચાલીયારે, સ્ત્રિયો ગોરને બાળ;
કંન્યાની માતાના હાથમાંરે, દધી લાડુની થાળ. ૧
જાની વાસા ભણી સંચર્યાંરે, કલવો પિરસવા કાજ;
વર જાન આદે બેઠા મળીરે, ગાય વનીતાનો સાજ. ૨
ભક્ષણ અર્થે લાડુ દધીરે, વરને પિરસેછે જ્યાંય;
બાજઠ પર બેસાડીનેરે, વળતી સાસુજી ત્યાંય. ૩
પીઠી ચોળી ન્હવરાવતાંરે, ઉષ્ણોદકે વરરાય;
લેપ સુગંધાદી ચરચીયારે, પેર્યાં પિતાંબર કાય. ૪

### વર પ્રસ્થાન.

આનો ભદ્રામંત્ર બ્રાહ્મણોરે, ભણુતા આનંદ કંદ;
માંગલ્ય ધ્વની ઉડી રહીરે, ગાય વનીતાનું વૃંદ. ૫
હાથમાં શ્રીફળ પાન છેરે, માથે પુષ્પનો ખુપ;
લેતી લુણારી ઓવારણાંરે, વરની પુઠે અનુપ. ૬
વરની માતાના છે હાથમાં, રામણુ દીવાની જોત;

વાજીત્ર વાગે ન્હાના વિધિરે જેવો રાજ્ય ઉદ્યોત. ૭
બહીશાળા મંડપ દ્વારમાંરે, આવ્યો વરઘોડો એમ;
તોરણે આવી ઉભા વરરે, કરવા કબુલત નેમ. ૮
કંન્યાની માતા માથે ધરીરે, બતરીસ ભમરીનો મોડ;
રામણ દીવો હાથે ગૃહ્યોરે, સાથે સખીયોની જોડ. ૯
ધુશળ મુશળ રવૈયોરે, શરીયા સંપુટને ત્રાક;
ઘડી પીડી આદે લેઇનેરે, આવે ચતુરાઓ ચાક. ૧૦

---

# પુરસ્કર વિચાર.

## ગિત ૬ ઠું.

(વરતો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે. એ રાગનું)
વરને સાસુજી શબ્દાવે એણી પેર્યશુરે,
તમો નથી બંધનમાં હજી આવ્યા તલભાર;
વાજીંત્રો વાગે ન્હાના વિધિરે૦ ટેક
હું પણ હવેથી તમારી કબુલત લઉંછુંરે,
તમને આ જુસરી દેખાડી આપુ પાર; વાજીંત્રો વાગે૦ ૧
જેમ બળદને સંકટ સ્હેવું પડેરે,
તેમ તમારે આ સંસાર સમાન, વાજીંત્રો વાગે૦
મુશળથી જેમ શાળ ખંડાયછેરે,
ડાંગર મટી થાએ ચોખા એ નિશાન; વાજીંત્રો વાગે૦ ૨
એ પ્રમાણે ગૃહસ્થાશ્રમના યોગમાંરે;
ખંડાવું પડશે એ જાણો ખચીત; વાજીંત્રો વાગે૦

એટલે સંસારમાં જોઇતીછે જેજે ચિજોરે,
તેતે તમારે ફાવે તેવી રીત; વાજીંત્રો વાગે૦ ૩
આણી આપવું પડશે મમ કંન્યાનેરે,
અંગે શ્રમ વેઠી કરીને ઉદ્યમ; વાજીંત્રો વાગે૦
જેમ રવૈ ફરી દધી તણું ઘૃત કરેરે,
તેમ તમારે આ સંસાર તમામ; વાજીંત્રો વાગે૦ ૪
કંન્યા અને તેની સંતતીના સુખ દેખેરે,
ભ્રમણ કરવું પડશે ગામ પ્રગામ; વાજીંત્રો વાગે.
દધી પેર્યે વલોવાવું પડશે હવેરે,
કન્યા છોડી નાશી જવાનું ન કામ; વાજીંત્રો વાગે. ૫
સરયા સરીયા સીધા કંન્યા સાથે ચાલજોરે,
રખે વાંકુ પાડી કરતા વિરોધ વાજીંત્રો વાગે૦
ત્રાક થકી થાયે તંતુ જેવા રૂમટીરે,
કંતાઇ થાશો તેવા કતાં કૈકે શોધ. વાજીંત્રો વાગે૦ ૬
મારી કંન્યા જેજે કાર્ય કહે તમનેરે,
તેતે કરવું માફક જેવો ફેંકે તીર; વાજીંત્રો વાગે૦
ધડી પીડા પેઠે મન મળ્યું રાખવુંરે,
કંન્યા સાથે સદા સરવદા સ્થિર; વાજીંત્રો વાગે૦ ૭
વર તે કબુલ કરીને મુકે પગ તળેરે,
સંપુટ સરખો કંન્યા સાથે શું સંબંધ; વાજીંત્રો વાગે૦
જ્યારે એકંદર કબુલાતો વર કબુલશેરે,
ત્યારે તિલક કરે ત્યાં સાસુ લઇ ગંધ; વાજીંત્રો વાગે૦ ૮
પછી મંડપમાં પધરાવે વરને કર ગ્રહિરે,

સાસુજી આણીને ઉગળકો અપાર; વાજીંત્રો વાગે૦
ઉભા રહે પૂર્વાભિમુખ વર પોતેરે,
એણી પેર્યે કહ્યો પુરસ્કર વિચાર; વાજીંત્રો વાગે૦ ૯

---

## મધુપર્ક.

### ગિત ૭ મું.

(પ્રથમ શ્રીગુરૂપદ પ્રણમુ પ્રિતે, શ્રીકૃષ્ણ રૂપ રૂદે ધરૂંરે. એ રાગ.)
કંન્યાદાન સ્થળ ગોમયે લિપી, તેપર ખડીના પાણીથીરે;
સાથીયા પુરી કંન્યા દાતા બેસે, ઉત્તર મૂખ એધાણીથીરે ૧
આચમન પ્રાણાયામ કરીને, કર અક્ષત પાણી ગ્રહેરે;
**દેશકાળ**નું સ્મરણ ધરીને, સંકલ્પ આ રીતેથી કહેરે. ૨
કંન્યા સારૂ મમદ્વાર આવેલા, **સ્નાતક** બ્રાહ્મણ દેવનીરે;
કંન્યા દાનાંગ ભૂત **મધુપર્ક**, પૂજા કરીશ હું એવનીરે ૩
કંન્યા દાતા વરને પછી કહેછે, આપ ભલે આજ આવિયારે;
હાથમાં **વિષ્ટર.** લઇ વદેછે, ગૃહણ કીજે મમ ભાવિયારે. ૪
વિષ્ટર લેઈ કરમાં વર રાજા, પૂર્વાભિમૂખ ઉભા રહેરે;
પછી થકી અગ્ર ભાગ કુર્ચનો, ઉત્તર ગમ રાખી ગૃહેરે. ૫
મુળ દક્ષીણ ભણી તેનુ રાખી, માંડે આસન મંત્ર આમનેરે;
વિજળી ઝગકમાં સૂર્ય જેવો છે, તેવો સખાઓમાં હું તેનેરે. ૬
આસન આપે છે દાતા તેને હું, નિચે મૂકીને બેસુ હવેરે;
પાદ્ય પ્રક્ષાલ્ય પછી થકી થાઓ, સત્કાર કૃત્ય પુરૂ થવેરે. ૭

## ગિત ૮ મુ.

( વર તો સોનીડાની શેરી વચે સંચર્યોરે. એ રાગ. )

તાંબા પાત્ર માંહી ગંધાક્ષત પુષ્પ પાણીરે,
લેઈને ધુવે દાતા પછી વરના પાય;
માનુનિ ગાએ મંગળ ધ્વનીરે. ટેક૦
મંત્ર ભણે વર જળ પાત્રે હાથે ધરીરે;
કેહે છે જળ તમો અન્નની માંય. માનુનિ૦ ૧
માંથી દોહીને કાઢેલા છો ને હુ તેરે
કરૂ અંન્નના દોહનું પ્રાસન. માનુનિ૦
દોહ અમારાં માર્ગ સન્માર્ગનુંરે;
સદા સર્વદા થાવછો કારણ. માનુનિ૦ ૨
પહેલો જમણો ને પછી ડાબો જાણવોરે,
ઉપ વસ્ત્રે લુછી કંકુથી પીળાય; માનુનિ૦
બીજો વિષ્ટર વરને તે સમયે આપવારે,
જેના ઉપર વરના પાય મુકાય; માનુનિ૦ ૩
દાતા તાંબાના વાસણમાં લેઇ પુષ્પ પયરે;
ગંધાક્ષત કુશ અને તલ દુર્વાય; માનુનિ૦
દધી સરશવ ને સોનું કરી એકઠાંરે,
વરનિ અંજળીમાં અર્ધ અપાય; માનુનિ૦ ૪
વર મંત્ર ભણી તેને પ્રતિગૃહણુ કરેરે,
પછી ઉત્તર કે પૂર્વની માંય; માનુનિ૦
નીક્ષેપન કરે મંત્ર ભણી તરત તેરે,

એટલે દાતા આપે કમંડળ કરમાંય; માનુનિ૦ ૫
મંત્ર ભણી વર તેથી આચમન કરેરે,
શુદ્ધિ સારૂ બીજાં બે આચમંન; માનુનિ૦
એણીપેર્યે આચમન કૃત થયા પુઠેરે,
મીશ્ર કરે મધુ પર્ક પ્રાસંન; માનુનિ૦ ૬
કરે કાંસાના વાસણમાં પછી એકઠુરે;
પછી દહી પળી મદ પળી ઘૃત; માનુનિ૦
લેઈ તેપર કાંસા પાત્ર બીજુ ઢાંકવુંરે,
મંત્ર ભણી આપે દાતા વરને ત્રત; માનુનિ૦ ૭
વરે દાતાના કર માહેનો ઉઘાડેલોરે,
મધુપર્ક જોવો મંત્ર ભણી તે ઠાર; માનુનિ૦
તેને કહેછે સૂર્ય દેવતાના ચક્ષુથકીરે;
તમને હું જોઉછુ પ્રતક્ષ આવાર; માનુનિ૦ ૮
વળી સૂર્યોદયમાં કિર્તિ યશ મેળવવારે,
અશ્વિનોના અને પૂષનના ચાર; માનુનિ૦
બાહુના બળ થકીજ પ્રતિ ગૃહણ કરૂંરે,
મૂખે એ રીતે વર ભણતા ઉચ્ચાર; માનુનિ૦ ૯
દાતા કર માહેનો મધુપર્ક વર રાજારે,
લેઈ ડાબા કરમાં પછિથી ઉઘાડે; માનુનિ૦
અંગુઠો ને કનિષ્ટિકા બેની ચપટાથીરે,
ક્ષેપન કરતા માંહી મંત્ર ભણી ધાડે. માનુનિ૦ ૧૦
ત્રણ ફેરા પછી ભોમિ ઉપર કાઢી નાખેરે,
વળતી કરમાં લેઇ વર પ્રથમ; માનુનિ૦

ગ્રાસ ગ્રહે મધુપર્કના મધ્યથીરે,
મધુપર્ક થોડો તેમાંથી ઉત્તમ; માનુનિ૦ ૧૧
મૂખે ભણી વેદ મંત્રથી તે ત્રણ ફેરારે,
પ્રાસન કર્તા તેમાં બાકી રહે શેશ; માનુનિ૦
તેતો આચર્યવા પોતાના શીષ્યનેરે,
રૂત્વિજકે સ્નાતક હોય જો પોતે; માનુનિ૦ ૧૨
એકી વખતે તેતો પાત્ર થકી પી જવુરે;
શુદ્ધાચમન કૃત વળતી વિશેશ; માનુનિ૦
કર્યો મધુપર્ક એણીપેર્યે કેશવેરે,
યથા વિધિ લગ્ન કાર્યનો દેશ; માનુનિ૦ ૧૩

---

## ગવાલંભ.

### ગિત ૯ મું.

(ત્રિભૂવન પાવન તુલસીજીનો વિવારે,
પ્રેમીજનને પ્રેમતણો રસ પીવારે. એ રાગ )
વરને શુદ્ધિ આચમન ધ્યાન કરાવીરે,
હૃદયા ઉપર કર જમણો મુકાવીરે;
રક્ષણ અર્થે ન્યાસ તણું કૃત કીધુંરે,
વર રાજાએ સ્પર્શ ઉદકનું લીધુંરે. ૧
કંન્યા દાતા પછી ઉભો થૈ કહેછેરે,
વર સારૂ ગૌર્ગૌર્ગૌ તે વદેછેરે;

સમીપ વરની ઉભી કરતો દાતારે,
વર કહેછે આ અગિયાર રૂદ્રનિ માતારે. ૨
આઠ વસુની કંન્યા એને કહીયેરે,
બાર આદિત્યોનિ બ્હેની એ લહિયેરે;
અમ્રિત નાભિ સ્થાન જેછે ધરનારરે,
નિરપરાધિ આદિત્ય ને ઉદ્ધારરે. ૩
તેની કોઈ તમે ના કરશો ઘાતરે,
દીસે એતો સકળ જગતની માતરે;
પૂર્વકાળમાં મધુપર્કનિ માંહ્યરે,
ગવાલંબનું મિશ્ર પણું તે માંયરે. ૪
કરવાનો કંઇ હશે અગમ્ય ચાલરે,
તેથી સૂત્રકારે લખીયો હેવાલરે;
મૃત સંજીવન વિધાના તે જાણુરે,
જેથી સઘળુ પાલવતુ નિવાણુરે. ૫
કળિ કાળમાં વર્જ્ય કર્યુંછે છેકરે,
તેવો પુરૂષ રહ્યો ના કોઈ એકરે;
કહેછે બોધ કરી વર રાજા અહાવોરે,
છોડી મૂકો ઘાસ એને ખવરાવોરે. ૬
પુણ્ય દીવસ સુશાન્તિ બ્રંહ્મ વદેછેરે,
કંન્યાદાતા ઉદક કરમાં લેછેરે;
મંત્ર ભણીને વરના કરમાં તત્રરે,
મધુપર્કમાં રૂધેલાંજે પાત્રરે. ૭
તે તમને આ ગૌ સાથે હું આપુરે,

સર્વ દેવ મય બ્રાહ્મણ કરીને સ્થાપુરે;
સ્વસ્તિ વર કહી નિજ કરમાં તે લેછેરે,
દાતા મૂખથી વાણી એમ વદેછેરે. ૮
મધુપર્કમાં જે કંઇ નુન્યતા હોયરે,
તે વહનિ પ્રસાદે પરિપૂર્ણ થાયરે;
ઘરમાં વૃદ્ધિ સંકોચ દુર પલાયરે,
હવે પછિનાં કર્મ અવિઘ્ન કરાયરે. ૯
હણી પેર્યે ગવાલંબની રીતીરે,
ભાંખી વાણી આણી કેશવે પ્રિતીરે;
જેથી પાતક જાતાં નિર્મળ થાયરે,
લેનાર દેનાર બેનું પાપ પલાયરે. ૧૦
ગૌ ન મળેતો નિષ્ક્રય તેનું દિજેરે,
પુન્ય તણું ફળ પૈઠ એવું તે લીજેરે;
દાન વિષે આ દાન ગણાએ જેષ્ઠ,
એ થકી અધીકું કંન્યા દાંનજ શ્રેષ્ટરે. ૧૧

---

## અગ્નિ સ્થાપન.

### ગિત ૧૦ મું.

(આવીછે બાણુને માંડવે જાદવ કુળનીરે જાન. એ રાગ.)
અગ્નિનું સ્થાપન થાયછેરે, સાક્ષી સબળ છે જેહ;
કન્યાનું દાન લેવાનુછેરે, તેમાં માધ્યસ્ત એહ. ૧
એનિ સમક્ષ ઉભા રહીરે, કરવા દેવત્તા તૃપ્ત;

આહુતિ અગ્નિને આપતાંરે, દેવ ગૃહે રહિ શુભ. ૨
બહિશાળા મંડપમાં રચીરે, વેદી પરમ વિશાળ;
સમ ચોરસ હાથ ચારનીરે, પશ્ચિમ બાંધી છે પાળ. ૩
તેની ઊપર ત્રણ દર્ભથીરે, ત્રણ રેશાંઓ જાણ;
પૂર્વ કે ઊત્તરગાં ખેંચેરે, એવું શાસ્ત્ર પ્રમાણ. ૪
ગોમયે લિંપન તેપરરે, તેમાંથી ત્રણ વાર;
ગોમય કાઢી નાંખીનેરે, જળ ગોમૂત્ર સાર. ૫
વિવાહ કર્મના અર્થનારે, લૌકીક નામનો જેહ;
અગ્નિનો સ્થાપન ત્યાં કીધોરે, વરનિ સાંનિધ્ય એહ. ૬
વસ્ત્ર ચુડી પેહરાવીનેરે, કંન્યા પુતળિ રૂપ;
પધરાવે માગો પ્રેમથીરે, લેવા દૌહિત્રનુ સુખ. ૭
પશ્ચિમ મુખે બેસાડવીરે આ વેળા વરરાગ;
ગાતુંને મંગળ ગાયછેરે, વાજીંત્રો ના રહેવાય. ૮

## અંતઃપટ.

કુમ કુમ સ્વસ્તિક કાઢીયારે, એવું વસ્ત્ર છે જેહ;
વર અને કંન્યાની મધ્યમાંરે, અંતરપટ કીધું તેહ. ૯
કુમ કુમ અક્ષત હાથમાંરે, ગ્રહે વર વધુ ત્યાંય;
કુળ દેવતાનું સ્મરણ કરેરે, ધ્યાન ધરી મન માંય. ૧૦
મુહૂર્ત યોગ થતા સુધીરે, ભણે મંગળાષ્ટક;
લગ્ન ઘટીકાના યંત્રથીરે, ખરી સાધવી તક. ૧૧
દંપતિ પ્રતિષ્ટા થાયછેરે, ઉડે વેદની ધુન્ય:
દ્વાદશ રૂક ભણે બ્રહ્મરે, રહિ કશીએ ન તુન્ય. ૧૨

---

# શિષ્ટાચાર.

## ગિત ૧૧ મું.

ત્રિભૂવન પાવન તુલસીજીનો—

વર પૂર્વે પશ્ચિમ મૂખે કંન્યાયરે, બેસેછે તે ફરીને પાછાં ત્યાંયરે;
વરરાજા ત્યાં વસ્ત્ર અનોપમ આપેરે, તેથી વધુની આયુષ્યવધ્ધિથાપેરે.૧
જરા અંગમાં જરૂર ન દિસે લેશરે, તરૂણઅવસ્થા પતિ હરહમેશરે;
કન્યા લેઈ તે વસ્ત્ર કરે પરિધાનરે, મંત્ર ભણેછે કરી મૂખેથીસન્માનરે.૨
વર્ષ જીવે સો પામે પૂત્ર પૂત્રેશરે, સદા રહે શુદ્ધ રંભાજેવો વેશરે;
એ પ્રમાણે પ્રથમ વસ્ત્રની વાતરે, સંક્ષેપે વિસ્તારી તે સાક્ષાતરે. ૩
અતિશે આનંદ સહુના મનને લાગેરે, ન્હાનાવિધિએ વાજીત્રો ત્યાંવાગેરે;
બીજુ વસ્ત્ર વળી કન્યાને આપેરે, જેથી કિર્તિ જગત વિષેકંઈ વ્યાપેરે.૪
મંત્ર ભણી તે કંન્ય કરે પરીધાનરે, દીસીત્યારે રતિના રૂપ સમાનરે;
કંન્યા પિતા પછી કંન્યાને બોલીરે, કહેછે જો વર નેત્ર તું ત્હારાંખોલીરે ૬
આગળ પાછળના અંદેસા મુકીરે, ચંચળચિતને ચપળપણાને ચુકીરે;
હૃદયાભિતર કર્ય તેનો વિચારરે, દેવ અને મૂળ આશ્રયને આધારરે. ૭
રહિછુ આજલગી તેમાટે જાણીરે, કહુ છુ નિશ્ચે અંતર વાત પ્રમાણીરે;
તુજને આહવે માનવ દેહની સાથેરે, વરતવું પડશે નિઃસંશય સધાથેરે.૮
પ્રથમ તુજને વસ્ત્ર જે આપ્યુંછેયરે, તેના તંતુતણું અતિસાંમ્રથ જેયરે;
તેથી તુજને મુજને બંધન કિધાંરે, વરરાજાએ વસ્ત્ર અનોપમ દીધાંરે ૯
દાતા વરને આપે યજ્ઞોપવિતરે, ગંધ લઈને પૂજી રૂડી રીતરે;
મંત્રભણી વરતે કરેછે અંગિકારરે, પુષ્પમાળ વળતી આપે દાતારે.૧૦
આરોપે વરસ્કંધ વિષે ભણીમંત્રરે, એહવો ચાલ્યો વિહિવા કેરો તંત્રરે;

મુંદ્રીકાને કુડળના અલંકારરે, આપે દાતા પુરણ થઈ ઊદ્દારરે. ૧૧
યથાશક્તિએ જેને જેવું પ્હોંચેરે, નિષ્ક્રય આપી તેહતણું ફળસાંચેરે;
વરઅલંકાર ધરેછે મંત્ર ભણીનેરે, શુશોભીતછે મનમાં એમગણીનેરે.૧૨
પછી પૂર્વાભિ મૂખ ઊભારહે પોતેરે, પશ્ચિમમૂખે ઉભી કંન્યાજોતેરે;
વિધિ પૂર્વક દાતા પૂજન કરેછેરે, અંતઃપટનું વસ્ત્ર ખેચી લેછેરે. ૧૩
વધુવર મંત્ર ભણી એકમેકના સાંમેરે, નીરખે હરખે આનંદ અંતર પામેરે;
એપ્રમાણે શિષ્ટાચાર કેવાયરે, સૂત્રઆધારે વર્ણવ્યો કેશવરાયરે. ૧૪

---

# માંગલ્યતંતુ બંધનવિચાર.

## ગિત ૧૨ મું.

( ફુલનો વિંજણો તે રાયજીને શીર ઢળે એ રાગ. )

સૌભાગ્યવતિએ આ શણગાર પ્હેરવા;
આયુષ્ય વિદ્ધિએથી થાયરે. સૌભાગ્ય० ટેક.

વર આપે છે વધુને પહેરવા,
ન્હાના વિધિના અલંકારરે. સૌ० ૧
મંત્ર ભણી તે વધુ અંગે ધરે,
અનુક્રમે કરૂં તેનો વિસ્તારરે; સૌભાગ્ય० ૨
કંઠે ફીડીયાં કપાળે ચાંલ્લો,
નેત્રાંજન કાજળની રીત્યરે. સૌભાગ્ય० ૩
કરમાં ચુડી વપુએ કંચુકી,
પ્રમાણે પુરૂષો ને ઉપવિતરે. સૌભાગ્ય० ૪

નાકે વાળી કરણુ ફુલ કાંનમાં,
પગે પવિત્રાંની છે જોડરે. સૌભાગ્ય૦ ૫
ઇંગળોક સીંદુર કંકણુ કાંશકી,
દરપણુ દીસે ધરતાં ખોડરે. સૌભાગ્ય૦ ૬

## વરમાળા વિચાર
### ગિત ૧૩ મું.

( વરતો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે. એ રાગ.)
કંન્યા દાતા ભણી વેદના મંત્રથીરે,
ચોવીસ તંતુ વિટે વર કંન્યાને અંગ;
માનુંની ગાએ મંગળ ધ્વનીરે. ટેક૦
ત્યાંતો બ્રહ્મા વિશ્નુ ઇંદ્ર મહાદેવજીરે,
વિશ્વ દેવા વાયુ વરૂણુ અગ્નિ સંગ; માનુનિ૦ ૧
આદે એ દેવોને સાક્ષી રાખી સૂત્રથીરે;
બંધન બેઉ જણાંને કીધાં આણે ઠામ; માનુનિ૦
તેતો કદી એક બીજાથી ના છુટાં પડેરે,
સદા સંપી કરે સંસારાદી કામ; માનુનિ૦ ૨
એવો દેશાચાર કરે દાતા કંન્યા તણોરે,
જેના અંતરમાં ઉલટ ના માય; માનુનિ૦
કંઠે આરોપે છે તંતુ કરી એકઠારે,
એમ કહ્યો વર માળાનો મહિમાય; માનુનિ૦ ૩

## કંન્યાદાન સંકલ્પ.

### ગિત ૧૪ મું.

(વરરે વિઠલ કંન્યા રાધિકા. એ રાગ.)

દાતા અક્ષત કુશોદક ગ્રહી, કરે મૂખે ઉચ્ચાર,
સાનિધ્ય સર્વ સગુ મળે, કંન્યાદાન વિચાર;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી. ટેક૦ ૧
વાંજીંત્ર વાગે ન્હાના વિધિ, મંગળ માનુંનિ ગાય;
દાન સંકલ્પ દાતા કરે, તેનો કહું મહિમાય.
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૨
કંન્યા માતાદાતા પાસે બેસે ઉતરાભિમૂખ,
અંગમાં હર્ષ અતિ તેને, જોવા દોહિત્રનુ સુખ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૩
દાન સંકલ્પ દાતા કરે, એવા હેતુની સાથ;
ધર્મિ પ્રજા ઉત્પન્ન થશે, તારે કુળ બે સંગાથ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૪
આ પુણ્યોદય પ્રતાપથી, મારા પિત્રીયો જાણુ;
બ્રહ્મ લોકે જઈને વસે, એક કલ્પ પ્રમાણ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૫
સંતતી એનેરે જે થશે, તેની પેઢીયો દસ,
પ્હેલ્લીને પાછલીયો મળી, પોતે સુધાં એકવીસ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૬

પેઢીના પુરૂષને આપશે, મોક્ષ પદવી અનુંપ,
હું તેથી બ્રહ્મ વિધિ વડે વરનારાયણ રૂપ,
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૭
જાણી કંન્યા રૂપી લક્ષ્મીનું આપુ દાન નિદાન,
સ્નેહ સહિત સ્વિકારીને, મગ કરજો કલ્યાણ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૮
એમ વદી પછી આપતા, પાણી વરવધુ હાથ,
ગંધાક્ષત પુષ્પ પાનને, દ્રવ્ય દક્ષણા સાથ,
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૯
તેપર પાછુ પાણી પોખે, કરે ગોત્ર ઉચ્ચાર,
અમુક પુરૂષના પૌત્રાય, ત્રીજી પેઢી આધાર;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૧૦
ખડ વડુવાય છે **પુત્રાય**, વરના બાપનું નામ,
અનુક્રમે દેવું એના પછી, કંન્યા ગોત્રનું કામ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૧૧
**પ્રપૌત્રિ** પુરૂષ અમુકની **પૂત્રિ** અમુકની ધાર્ય,
એ રીતે સૂત્ર સદા વદે, ભણવો ગોત્રોચ્ચાર;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૧૨
વધુ વરના ગોત્ર પ્રવરને, શાખા વેદનું નામ,
બોલવું ગોરે તેણી ઘડી, થકી વાચાએ આમ;
વર નારાયણ કંન્યા લક્ષ્મીજી૦ ૧૩

---

# હસ્થમેળાપ.

## ગિત ૬૫ મું.

(હુંતો તમને પુછુ મારી, માડી જાયા વિરારે. એ રાગ.)
મંત્ર ભણીને દાતા વળતિ વરવધુના કરમાંયરે;
કુશોદક અક્ષત અંજલીએ આપેછે તવ ત્યાંયરે. ૧
કંન્યાનો કર જમણો લેઈને, વરના કરમાં મૂકેરે;
તેપર પાણી દર્ભને સોનુ, રૂપૂ ન મુકતાં ચુકેરે. ૨
ગયાપિ દત્તા માત વદેછે, હર્ષ અંતરમાં આણીરે;
કુટુંબ ભેળુ સર્વ થયુંછે, દાન વિધિને જાણીરે. ૩
મંત્ર ભણી વર પાણુ ગ્રહેછે, થઈ હૃદયે રળિયાતરે;
કંન્યા મનમાં મગ્ન થઇછે, જોઇ પુરૂષની જાતરે. ૪
આ અવસર કંનાનો પિતા, પુરણ આણી પ્રેમરે;
દાન ઉપર તે દક્ષણા આપે, શાસ્ત્રતણા જે નેમરે. ૫
કંન્યાદાન કર્યાની પુઠે, મમતા મનમાં આણેરે;
આપે વરને વસ્ત્રાભૂષણ, નિજ શકિત પરમાણેરે. ૬
કળસ, પાત્ર ને કાંસા થાળી, કૃપણપણાને છોડીરે
વર કંન્યાને પ્રતક્ષ પ્રીછે, લક્ષ્મી વરની જોડીરે. ૭
તેના પુન્ય તણું ફળ દીસે, સોમજ્ઞાદી સત્તરે;
યજ્ઞ કર્યા સમ થાએ; એવો, શાસ્ત્ર તણોછે મત્તરે. ૮
યથા શકિતએ તેપર વળતી, ગૌ વિગેરેનું દાનરે,
કરવું જેથી પુરણ થાએ, કંન્યાદાન નિદાનરે; ૯

# નિમવિચાર.

## ગિત ૧૬ મું.

(રાતો ઘોડો રણ પાખરીયો, શેશ ધર્યો શણગાર જોને એ રાગ.)
કંન્યા દાતા વરને કહેછે, કર્યં મનથી વિચાર જોને;
દેવ અને બ્રાહ્મણની સાક્ષી, સાથ્ય કર્યો નિર્ધાર જોને. ૧
માટે પુન્ય દાન ઇત્યાદી, મહા યજ્ઞાદી કાંમ જોને;
આ કંન્યા વિણ કદી ન થાએ, એ કૃત્યો તમામ જોને. ૨
વર તે વાતો કબુલ કરીને નિઃસંશયથી બોલે જોને;
વચન કરે સાસુ સસરાને, અંતરની ગત ખોલી જોને. ૩
ધર્મ અર્થ ને કામ મોક્ષ એ, સત્ત ધર્મથી થાય જોને;
તે કૃત્યો મેં આ કંન્યા વિણ, કદી નહિ કરી શકાય જોને. ૪
શાસ્ત્ર તણી એવી આજ્ઞાથી, કબુલ કરૂં આ વાત જોને;
ધર્મ કર્મમાં વૃદ્ધિ થાતાં, છઉ હૃદયે રળિઆત જોને. ૫
કંન્યા દાતા કરમાં લેઈને પાણી અથવા દુધ જોને;

### અભિષેક

વર કંન્યાના હાથ ઉપર તે, મંત્ર ભણીને શુદ્ધ જોને. ૬
અભિષેક એ વેળા કરના, હાથ ધરીને ઉચે જોને;
એ અભિશેકનું મ્હાતમ છે એવું, સુકા વૃક્ષે શોચે જોને. ૭
પ્રફુલીત થતાં પલ્લવ ફુટે, વધુ વરની ત્યમ વ્રદ્ધિ જોને;
એક બીજાને હેત વધંતાં, અતિ પામે સમૃદ્ધિ જોને. ૮



# વરકન્યાનિ પ્રાર્થના.

## ગિત ૧૭ મું.

( મોતીશર બનડારે. એ રાગ. )

કરે પ્રાર્થના પિતા, સંતોષી છે મનડાંરે;
મુક્ય પૂત્રિ લગ્નના, સંતોષી છે મનડાંરે. ૧
મારા વંશમાં પેદા, સંતોષી છે મનડાંરે;
થઈ ત્યારથી સદા, સંતોષી છે મનડાંરે. ૨
આજ સુધી સુ રીતે, સંતોષી છે મનડાંરે;
મુજ રક્ષા નિગીતયે, સંતોષી છે મનડાંરે. ૩
રહી તેથી મેં કીધુ, સંતોષી છે મનડાંરે;
દાન દક્ષને દીધુ, સંતોષી છે મનડાંરે. ૪
માટે હવે તું મ્હારી, સંતોષી છે મનડાંરે;
રહે પુડે પધારી, સંતોષી છે મનડાંરે. ૫
કથી આગળ રહે, સંતોષી છે મનડાંરે;
આજુ બાજુને ગ્રહે, સંતોષી છે મનડાંરે. ૬
પતિ પાસે રહીશ, સંતોષી છે મનડાંરે;
મારૂં કુળ આદિશ, સંતોષી છે મનડાંરે. ૭
પામે મોક્ષ તમામ, સંતોષી છે મનડાંરે;
એટલું થતાં કામ, સંતોષી છે મનડાંરે. ૮
તરે પિત્રી સમસ્ત, સંતોષી છે મનડાંરે;
થઈ પાપનો અસ્ત, સંતોષી છે મનડાંરે. ૯
હે વિપ્ર આ મારી, સંતોષી છે મનડાંરે;

કન્યા શણુગારી સારી, સંતોષી છે મનડાંરે. ૧૦
ગોત્ર અમુકની ધારૂં, સંતોષી છે ગનડાંરે;
ગૃહસ્થાશ્રમને સારૂં, સંતોષી છે ગનડાંરે. ૧૧
તમને આપુછુ આજ, સંતોષી છે મનડાંરે;
રૂડાં કરવાને કાજ, સંતોષી છે મનડાંરે. ૧૨

---

## વરકન્યાની એકતા.

### ગીત ૧૮ મું.

( ચીર ચુંદડીને બચકે બાંધી પ્રાહુહુહુ પેર્યુંજીરે એ રાગનુ. )

વર કંન્યાને હાથ ગ્રહીને, મંડપમાં લેઇ જાએજીરે;
અગ્નિ પાછળ બેડાં વળતિ, એક વાકયતા થાએજીરે. ૧
કંન્યાને કહે છે વર રાજા, ચિત ચંચળ છે ત્હારૂજીરે;
વાયુ તુલ્ય ગતિ છે જેની, નહિ સ્થિરતા રહેનારૂજીરે. ૨
અગ્નિ હોત્ર અને વ્યાપારે, પવિત્ર તુજને ધારૂજીરે;
મહા યાત્રાદિ સુકીત અર્થે, પડશે કામ તમારૂજીરે. ૩
પચ મહા યજ્ઞાદી સેવા, તું છે કરવા વાળીજીરે;
પૂત્ર વતિને પતિ આગ્નામાં, તતપર તુજને ભાળીજીરે. ૪
માટે ચળ ચીત સ્થિર કરીને, કૃર દ્રષ્ટે નવ જોવુંજીરે;
રદયા ભિતર પાપ ન રાખી, અવિચળ ચિતથી રહેવુજીરે. ૫
પ્રથમ પતિ ચંદ્રમા તમારો, બીજો ગંધર્વ રાયજીરે;
ત્રીજો અગ્નિ પતિ થયોને, ચોથો મનુષ્ય ગનાએજીરે. ૬

ચંદ્રે આપી ગાંધર્વને ને, ગાંધર્વે અગ્નિને આપીજીરે;
અગ્નિએ હું મનુષ્યને આપી, ભાર્યા કરીને સ્થાપીજીરે. ૭
વર કંન્યાની જીવતા સુધી, કાયમ કબુલત કરવીજીરે;
વર જે વેદ અને શાખાનો, તે શાખાને ધરવીજીરે. ૮
દેવતાઓની સાક્ષી સાથે, પાકી કબુલત કરવીજીરે;
અગ્નિ સ્થાપન પુઠળ બેશી, પુરી પ્રતિજ્ઞા ધરવીજીરે. ૯
બ્રંહ્માના નામે બ્રાહ્મણને, સાક્ષી તરીકે રાખીજીરે;
અગ્નિ આગળ કબુલ કરે છે, વેદ ધર્મને દાખીજીરે. ૧૦
કબુલત કહેતાં રાજીનામુ, વર કંન્યાનું મનાયજીરે;
આછમન પ્રાણાયામ કરીને, આશુદ્ધિથી મૂકાયજીરે. ૧૧
સુમૂખાદિ દેવોનું કરતાં, પૂજન સમરણ પ્રિતેજીરે;
તન મન તેથી વૃદ્ધિ પામે, સદા વસે સુખ રીતેજીરે. ૧૨



## હોમવિચાર.

### ગિત ૧૯ મું.

( પ્રથમે શ્રીગુરૂ પદ પ્રણમુ પ્રિતે, શ્રીકૃષ્ણ રૂપ રૂદે ધરૂંરે એરાગ. )
શ્રીગણપતિજીનું પૂજન કરીને, કળસ સ્થાપન એક ત્યાં કર્યુંરે;
તે તણું નામ તો ઊદકુંભ કહાવે, હોમ વિધિકૃત આચર્યુંરે ૧
પેહેલા પ્રજાપતિ ઇંદ્ર ને અગ્નિ, ચંદ્રમા આદે જે દેવતારે;
આહુતિ આપીને તૃપ્ત કર્યા પછી, અગ્નિ પ્રતક્ષને પૂજતારે. ૨
એકતા વર વધુની થવા સારૂં નવ આહુતિ નવ દેવનેરે;

અગ્નિ વાયુ વરૂણ પ્રજાપતિ, વિશ્વદેવા અપ્સ એવનેરે. ૩
બે આહુતિ વરૂણાગ્નિને આપે, તેથકી તે વર વધુતણુંરે;
જીવતા સુધીના બંધન થાએ, શાસ્ત્ર કહે એમ આપણુંરે. ૪

## રાષ્ટ્રભૃતહોમના દેવતા.

લક્ષ્મી નારાયણ રૂપ થયાં જે, વરકંન્યા તે તણા સાક્ષીયોરે; •
ગાંધર્વ લોક છે વિગતે ભણાવું, અપ્સરા આદેના સાથીયોરે. ૫
રૂતુ ધામાને ઔશધીઓ અપ્સરા, વિશ્વશામા સૂર્ય ગાંધ્રવનેરે;
મરીચી અપ્સરા મહા રૂપવંતિ, એવું નથી રૂપ માનવનેરે. ૬
સુષુમ્ણ સૂર્ય રશ્મિ ચંદ્રમા ગાંધ્રવ, નક્ષત્ર અપ્સરા જાણવીરે;
ઇષિર વિશ્વવ્યચાવાતો ગાંધર્વ, અપો અપ્સરા પ્રમાણવીરે. ૭
ભુજ્યુ સુપર્ણ યજ્ઞ ગાંધ્રવને, દક્ષિણા અપ્સરા છે કથીરે;
પ્રજાપતિ વિશ્વકર્મા મનોતે, રૂકસમણી અપ્સરા નામથીરે. ૮



## જયાહોમ.

### ગિત ૨૦ મું.

( પાતળી સોટીનો ચાબુખોરે, એની ડાળ નમી નમી જાય. )
મનાદી ઈંદ્રિયો દેહનીરે, તેની એકતા કરવાને કાજ;
ઈંદ્રિયોના જે દેવતારે, તેનો સાનીધ્ય રાખીને સાજ. ૧
અગ્નિ બ્રાહ્મણની વીદમાનેરે, તે ત્રયો દશ દેવને ત્યાંય;
આહુતિ આપવી આ સમેરે, પામે પ્રતક્ષ અગ્નિની ગાંય. ૨
તૃપ્તી થતાં તે દેવતારે, થાય વર વધુ પ્રફુલીત અંગ;

સંગ બેશી કરે એકતારે, એમ છે જયાહોમ પ્રસંગ૦ ૩

## અભ્યાતાહોમ.

દેહમાં જે પંચ ભૂત છેરે, તે વિના અન્ય ભૂત સમંધ;
સર્વ ભૂતોની સમક્ષમાંરે, વરકન્યાનો પક્કો નીબંધ. ૪
વરના શરીરમાં કંન્યાનોરે, એમ કંન્યાના શરીરમાં વર;
ભાગ અડધો અડધ હોયછેરે, એવું ભાંખી ગયા સ્મૃતિ કર. ૫
તે અંગ ભૂતના દેવતારે, જેની સાનીધ્ય એકતા થાય;
નામ વદુ વળી તે તણુંરે, જેથી જન સંશય જાય. ૬
ઇદ્ર તે રાજ્યો દેહનોરે, ઉષ્ણતા તણો અગ્નિ છે ભૂત;
શ્વાસોશ્વાસ જે ચાલતારે; તેનો દેવ વાયુ નામે ભુત. ૭
અંગ તણી મૃતિકા તણોરે, યમદેવતા ભૂત ગણાય;
અંગ વિશે રવિ અધિપતિરે, જેથી તન દીન સાન જણાય. ૮
ચંદ્રમા રાત્રીનો રાજ્યોરે, રહે બ્રહસ્પતિ બ્રંહ્મ સ્થાન;
મીત્રાવરૂણ ભૂત સત્યનોરે, પાણીનો ભૂત વરૂણ નીદાન. ૯
ગભીર્યતા તણો ભૂત છે રે, સમુદ્ર સ્રોતિયા જેનુ નામ;
ગુણ દોશ જેના ભૂત છેરે, સાગરાજ્યા સવિપ્રવા નામ. ૧૦
રોગ તણો ભૂત શોમ છેરે, જીવ જંતુ તણો રૂદ્ર ભૂત;
ત્વષ્ટા નામે ભૂત રૂપનોરે, નામે વિશ્નુ અસ્તિ તણો ભૂત. ૧૧
શરીરના સંધી સર્વનોરે, વાયુ ભૂત મરૂત છે નામ;
નાડીયો નવનો દેવતારે, પિતૃ ભૂત એવું જેનુ નામ. ૧૨
ઇત્યાદી ભૂતને મંત્રથીરે, આપે આહુતિ અગ્નિની માંય;
કંન્યા ને વરના શરીરતારે, સર્વ ભૂતનો સબંધ સંધાય. ૧૩
તે બંધ કદીના તુટી શકેરે, એવો શાસ્ત્રે કર્યો છે સીદ્ધાંત;

અંત્ય કદી વર કન્યાનોરે; થાય કાળે કરીને કદાચ. ૧૪
વૈધવ્યાવસ્થા આવી પડેરે, જાય સૌભાગ્ય સ્ત્રિયોને જેમ;
તેમ પુરૂષને પ્રમાણીયેરે, જેનો સ્મૃતિમાં લખ્યો છે નેમ. ૧૫
અગ્નિ હોત્રાદીક હોમનારે, સર્વ ધર્મથી થાય વિમુખ;
અનાશ્રમી અન અધિકારીરે, જાય પુરૂષને સૌભાગ્ય સૂખ. ૧૬
બન્નેને હાની સમાન છેરે, માટે સાક્ષી કર્યા ભૂત દેવ;
એ ભ્યાતા હોમના દેવતારે, એમાં શંકા નહિ લવલેશ. ૧૭

---

## પંચાહુતિ.

### ગિત ૨૧ મું.

(રંના દેવની આરતી કરવા કોણ કોણ આવે એ રાગ.)

વર અગ્નિની સાક્ષી સંથે, કંન્યાનું લેઈ દાન;
દેહેછે કંન્યાને કેવળ તું; શુદ્ધ હતિ નિદાન. ૧
આજ થકી હવે વેદ મંત્રથી, સર્વ ધર્મ કરવાનો;
અધીકાર રૂપિ સંસ્કાર તુજને આજ થકી થવાનો. ૨
માટે અગ્નિ હોત્રાદીકજે, યજ્ઞાદીકનાં કર્મો;
તારા વિણુ મૂજથી ના થાશે, કુળ આદીકના ધર્મો. ૩
વૃક્ષ તણી વૃદ્ધિને અર્થે, અગ્નિને હવે પાંચ;
આહુતી આપ્યાથી આપણે, આવે દુઃખી આંચ૦ ૪
આજ થકી તે આખર સુધી, ઘણી જરૂરછે એની;
મૂવા પુઠે પણ ભસ્મ કરેછે, એવી સત્તા જેની. ૫

## લાજાહોમ.

### ગિત ૨૨ મું.

(છૈએ ખોળામાં ઘાલી ખીચડી. એ રાગ.)

કંન્યા મંત્ર ભણી નિજ હાથથી;
ધરે પોંશ ઉભી વર સાથથી. ૧

તેમાં ભ્રાત ભલી રીતે જાણીને;
નાખે પોશમાં સાળની ધાણીને. ૨

ચાર વાર ધાણી કંન્યા મંત્રીને;
હોમે અગ્નિ વિષે કરી ગણુત્રીને. ૩

એમાં ત્રણ ફેરા આપી આહુતી;
લાજા હોમ તણી એવિછે રીતી. ૪

વર ગ્રહિ પછી કંન્યાના કરનો;
ડાબી અંગુઠો જમણી પરનો. ૫

કહે ત્વાંપાણી ગ્રહણામી હે કંન્યે;
તે હવે જીવતા સુધી હું તને. ૬

પાળી રાખુ ઉપાદી નાવે કદી;
અગ્નિ હોત્રને ગ્રહસ્થાશ્રમાદી. ૭

અર્યે તારૂણી દ્રડાંગા વૃદ્ધિને;
જાણી દેવિલયાત્મકી કંન્યા ને. ૮

વર્ષ સો જીવો સૌભાગ્ય સંયુક્ત;
જેથી પામીએ તુંને હું બે મુક્ત. ૯

---

# અશ્મારોહણ.

## ગિત ૨૩ મું.

(કાશીની તેડચે ખેતર ખેડયાં રંનાદે. એ રાગ.)

ઘર કહેછે વળતી દૃશદ્ઢ હે કંન્યે,
આ પથરાને તું અડકય એક મંન્ગે. ૧
ઉભી રહેને જમણો પગ લગાડી,
એના કઠીણ પણા જેવી થા ધાડી. ૨
કારણ કે હું પણ કઠીણ છું એવો;
સંસારમાંના કામ ક્રોધાદી જેવો. ૩
શત્રુ સમર્થ સાથે તમારેને મારે;
કરવું છે યુદ્ધ જે અનેક પ્રકારે, ૪
એટલુંજ નહિ પણ આગળ જાએ;
પ્રજા અને જે ધન ધાન્ય કહેવાયે. ૫
નાશ નીદાન કોઈક કાળે કરીને;
થાય તે સમે પડે ધીરજ ધરીને. ૬
રહેવું આ પથ્થર સરખા હૃદયથી;
એ રીતે જોગ મારો તારો થવાથી. ૭
શત્રુઓનું બળ ઘટી જેથી જાશે;
આપણો પરાભવ એ પેર્યેં થાશે. ૮

## મંગળફેરા.

### ગિત ૨૪ મું.

(વંન વગડામાં તલાવડી. મોતીડે બાંધીછે પાળ્યરે રંનાદેની આરતી.
એ રાગ.)

કંન્યા કરે પછી વરસ્તુતિ,
સરસ્વતિ સરખીછું તુંયરે; મંગળ ફેરા બેઉ ફરે. ૧
દેવતાએ રક્ષિત તુંછે વળી,
શ્રેષ્ટ ગણુંછું તેથી હુંયરે; મંગળ ફેરા બેઉ ફરે. ૨
બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્રાદી દેવતા,
તેના યજ્ઞનો અંગ ભાગરે; મંગળ ફેરા બેઉ ફરે. ૩
તુજ વિના તેનો ના પળી શકે,
અગ્નિ હોત્રાદિક યાગરે; મંગળ ફેરા બેઉ ફરે. ૪
તું સ્ત્રિત્વ રૂપે કરીને રત્નની,
ખાણ છુ સદા પવિત્રરે, મંગળ ફેરા બેઉ ફરે. ૫
તે પુઠે વરની આગળ કંન્યા,
ચાલેછે ઊઠીને ત્રતરે; મંગળ ફેરા બેઉ ફરે. ૬
અગ્નિની પુઠે ઉભા રહીને,
આપેછે કંન્યા આહુતિરે; મંગળ ફેરા બેઉ ફરે. ૭
ત્રણ રે ફેરા ફરી ચોથી ફેરા,
સુપડાના ખુણા વતીરે; મંગળ ફેરા બેઉ ફરે. ૮
નિજરે પોંશમાં ધાણી ગ્રહિને,
ભગાય સ્વાહા કહી હોમેરે મંગળ ફેરા બેઉ ફરે. ૯

એકદા હોમિને વર આગળ,
પછવાડે કંન્યાની કોમરે, મંગળ ફેરા બેઉ ફરે. ૧૦
ફરીને મંગળ ફેરા બેઉ જણાં,
અધીક ધરીને આશરે; મંગળ ફેરા બેઉ ફરે. ૧૧
અગ્નિની પુઠળ બેસતાં,
વધુ વર થઇને ઉલાસરે; મંગળ ફેરા બેઉ ફરે. ૧૨

---

# કબુલત વિચાર.

## ગિત ૨૫ મું.

(પંચાજીરીનો લાડવો, વનમાળીરે. એ રાગ.)
વર કંન્યાને કહે વળી, સુણ્ય શ્યામારે;
શુક્ર વતિ તું છે નારય કે, રંગ ભરી રામારે; ૧
ઈંદ્ર ચંદ્રને અગ્નિ થકી, સુણ્ય શામારે;
પોષિત એવી ઉદ્ધારકે, રંગ ભરી રામારે. ૨
મારી સાથે હવે થકી, સુણ્ય શામારે;
તારાને મારા પિતાયે કે, રંગ ભરી રામારે. ૩
વિવાહ કીધો તેથી કરી, સુણ્ય શામારે;
અત્યાર સુધી જીવ્હા એકે, રંગ ભરી રામારે. ૪
જેજે કબુલાતો તમે, સુણ્ય શામારે;
મેં કિધાં અગ્નિની સાથે કે, રંગ ભરી રામારે. ૫
તથાપી તે સરવે ફરે, સુણ્ય શામારે;

રહ્યા રસ્તો એને માથેકે, રંગ ભરી રામારે. ૬
સપ્ત પદી વિધિ પછી, સુણ્ય શામારે;
થાશે કઠીણુ ઠરાવ કે, રંગ ભરી રામારે. ૭
તેમાટે તુજને ચિંતવું, સુણ્ય શામારે;
અંતરમાં ધરી ભાવકે, રંગ ભરી રામારે. ૮
હવે થકી આપણા થશે, સુણ્ય શામારે;
જામીન મોહોટા જરૂરકે, રંગ ભરી રામારે. ૯
ઘણા કઠીણુ છે તે દેવા, સુણ્ય શામારે,
માટે તુ તહાં રે ઉર કે, રંગ ભરી રામારે. ૧૦
વિચાર્ય નહિ તો હવે, સુણ્ય શામારે;
ફરે કદી ન કરાર કે, રંગ ભરી રામારે. ૧૧
મર્ણું કળી મારૂં કે તારૂં, સુણ્ય શામારે
વૈધવ્યતાનો વિચાર કે, રંગ ભરી રામારે. ૧૨
ત્યારે ફરાશે ના તુંથી, સુણ્ય શામારે;
આપદા પડે અનેક કે, રંગ ભરી રામારે. ૧૩
માટે નિશ્ચિંતતા પણે, સુણ્ય શામારે;
રાખી હૃદયમાં ટેક કે, રંગ ભરી રામારે. ૧૪
રથ આરોહણને હવે, સુણ્ય શામારે;
કરવું આપણે એને કે, રંગ ભરી રામારે. ૧૫
ઉત્તરમાં જઇને પછી, સુણ્ય શામારે;
વિષ્ણું પરબ્રહ્મ એને કે, રંગ ભરી રામારે. ૧૬
સાધ્યે સિદ્ધ થશે વળી, સુણ્ય શામારે;
પુરી કબુલત નિમ કે રંગ ભરી રામારે. ૧૭

તે પુઠેછે આરો નહિ, સુણ્ય શામારે;
શાસ્ત્રથી બાંધીછે શીમ કે, રંગ ભરી રામારે. ૧૮

---

# સપ્તપદીવિધિ.

## ગિત ૨૬ મું.

મારા ગાફા દેખીને વેહેવાઈ બ્હી ગયો, એની કયમ કરી રહેશે લાજરે; જગલીલડી. એ રાગ.)

પરથગ ઉત્તર દિશાયે સંચરે,
સાત પરવત પૂજન થાયરે; સુણો સુંદરી૰ ૧
રૂડા પર્વતના જેછે દેવતા,
તેતો અંગના અધિષ્ટા કહેવાયરે સુણો સુંદરી૰ ૨
તેથી પાકી કળુશત થાયછે,
છુટે મુવા પુઠળ મુકી દેહરે; સુણો સુદરી૰ ૩
દુર દેશ હિમાલય સ્થાનમાં,
સદા વસે સૂમૂખાદી એહરે; સુણો સુંદરી૰ ૪
ત્યાં જવા તણી નજર પોંહોચે નહી,
વળી આપદા પડે અનેકરે; સુણો૰ ૫
તેથી સર્વ મળીને સમજ કરી,
તેને બદલે કીધોછે વિવેકરે; સુણો૰ ૬
કહ્યું માનસીક કૃતિને આચરે,
સાત પરવત બદલે સાતરે; સુણો૰ ૭
કરવી ઢગલીયો ઘઉં કે શાળની.

એમ શાસ્ત્રમાં વદે સાક્ષાતરે; સુણો૦ ૮
તેની ઉત્તમ પ્રકારે પૂજા કરી,
તેતો સંકલ્પ પૂર્વક આવારરે; સુણો૦ ૯
જમણા પગનો અંગુઠો કંન્યાનો,
ગ્રહિ વર કરે મુખે ઉચ્ચારરે; સુણો૦ ૧૦
પેહેલે પદે **વિષ્ણુ** રૂપી દેવતા,
રસાદી પાન સુધીનો સમંધરે; સુણો૦ ૧૧
થયો નિશ્ચય ત્યાંથી પ્રમાણવું,
સુત્રકારે એ બાંધ્યો સબંધરે; સુણો૦ ૧૨
બીજે પટે **ઉર્જનામા** વિષ્ણુનો,
પરવત ઊલંગન કરાવું આજરે; સુણો૦ ૧૩
એમાં અન્નનો સંબંધ સંધાયછે,
એક મેક થવાનું એ કાજરે; સુણો૦ ૧૪
ત્રીજે **રાયષપોષ્પા** નામે જાણવું,
ધન વૃદ્ધિને અર્થે આવારરે; સુણો૦ ૧૫
મય કચન ઘર આપણું થતાં,
સહુ સંકોચ દુર પલાયરે; સુણો૦ ૧૬
ચોથે **માયોભવ** પદ પરમાણીયે,
આરોગ્યતાને અર્થે સ્વિકાર્યરે; સુણો૦ ૧૭
નહાના વિધિના વૈભવ ભોગવી,
અંતે ઉતરીએ ભવ પાર્યરે; સુણો૦ ૧૮
પાંચમે **પશુભ્યઃ** પસુ પામવા,
ગાય ઘોડું ઇત્યાથી જે ઢોરરે; સુણો૦ ૧૯

ગૃહસ્થાશ્રમમાં તેની જરૂર છે,
જેથી ડોલે વૈભવનો મોર; સુણો૦ ૨૦
છઠે રૂતુભ્યઃ પદ પ્રિય માનીયે,
બારે માસની રૂતુઓ જેહરે; સુણો૦ ૨૧
તેમાં આપણો સબંધ સદા રહે,
રાખે પ્રફુલીત વદનથી એહરે; સુણો૦ ૨૨
સાતમે સાખામનુવ્રત નામનો,
પરવત ઊલંગન કરાવું આજરે; સુણો૦ ૨૩
એ થકી સર્વ પેક્ષાં પકી થશે,
મ્હોટી કબુલત એમ સમજરે; સુણો૦ ૨૪
મારે સરખીજ પદવીની તું થઈ,
મારો તારો છે હક સમાનરે; સુણો૦ ૨૫
પછી પૂર્વાભિ મુખે ઊભાં રહે,
વધુ વર ધરે વિષ્ણુનું ધ્યાનરે; સુણો૦ ૨૬

---

## પૂર્ણાભિષેક.

### ગિત ૨૭ મું.

(સાંમાને ઓરા ચીતર્યારે. જાવ ગોરી ગણેશ વધાવા; વાજીંતર વાગે છેરે એ રાગ. )

અંગ્નિનુ સ્થાપન જ્યાં કર્યુંરે,
ત્યાં એક ઉદ કુંભ કળસ; અભિષેક આદર્યોરે ૧

સ્થાપીત કિધોછે તે વિષેરે,
સાક્ષી દેવોનો સમાસ; અભિષેક૦ ૨
તે તણા ઉચ્ચીષ્ટ વારીથીરે,
પોખેછે વર વધુ પર; અભિષેક૦ ૩
વર કહેછે વળતી કંન્યાનેરે,
વચન આ રૂદયામાં ધર્ય; અભિષેક૦ ૪
મારા કુટુંબને ગોત્રનીરે,
અધિકારી થઈ તું આજ; અભિષેક૦ ૫
કુટુંબમાં થકી કોઇ મરેરે,
વા તેનું જનન કાજ, અભિષેક૦ ૬
તે તણું સુતક તુજનેરે,
વળગે હવે પછી જાણુ; અભિષેક૦ ૭
વા થાય મૃત્યુ કદી ત્હારૂંરે,
પીત્રિને સ્નાન પ્રમાણુ; અભિષેક૦ ૮
મંત્ર ભણી પછી કંન્યાનીરે,
છાતી પર અભિષેક થાય; અભિષેક૦ ૯
તે થકી થાએ તે તણુંરે,
કલ્યાણ શાન્તી મનાય; અભિષેક૦ ૧૦
ઔષધીયોની પ્રફુલીત તારે;
ઉત્તમ ફળ પ્રાપ્ત થાય; અભિષેક૦ ૧૧
ફરી કુંભોદક લેઈનેરે,
કંન્યાના શીરપર ત્યાંય; અભિષેક૦ ૧૨
શિચન વર રાજાજી કરેરે,

ભણી આપોહિષ્ટાના મંત્ર; અભિષેક૦ ૧૩

## ગિત ૨૮ મું.

(વરતો સોનીડાની શેરી વચ્ચે સંચર્યોરે. એ રાગ.)

પ્રથમ મંત્ર ભણી વર અભિષેક કરેરે,
કહેછે પાણી તમો કલ્યાણ દાતાય,
વાજીંત્રો વાગે ન્હાના વિધિરે. ટેક. ૧
એને અન્નગાંને બળમાં ધરી રાખજોરે,
જેથી થાય એઉનો સુંદીર દેખાવ. વાજીંત્રો ૨
બીજે મંત્રે માગે અમીરસ પાણી તણોરે,
આપો સરસમાં સરસ કરી ભાવ. વાજીંત્રો૦ ૩
કલ્યાણ ઇચ્છનારી માતા નીજ બાળકનેરે,
દુધ આપે તેવો તમો આપો રસ; વાજીંત્રો૦ ૪
ત્રીજે મંત્ર થતાં સર્વ પાપ નાશ પામેરે.
પામે પ્રજા ધન ધાન્યમાં કસ; વાજીંત્રો૦ ૫

## ગિત ૨૯ મું.

(સાંમાને ઓશ ચીતર્યાંરે. એ રાગ)

તેથી માલીકપણું સર્વથારે,
થાય ગૃહસ્થાશ્રમે તત્ર; અભિષેક આદર્યોરે ૧
એટલુંજ નહિ પણ આપવારે,
જનમ બાળકને જેવાર; અભિષેક૦ ૨
દ્રઢતાપણુ આવે અંગમાંરે,
સહનતા ઉત્તમ પ્રકાર; અભિષેક૦ ૩

દશ માસ પર્યંત બાળનેરે,
ધરવા ઉદર માહે એવ; અભિષેક૦ ૪
ધટ્ટ પણું પામે પ્રેમદારે,
કામા વતિ અહમેવ; અભિષેક૦ ૫
સંસારી કામમાં સર્વથારે,
તતપર રહેવાને કાજ; અભિષેક૦ ૬
સુખ દુખ સહન શીળતારે,
ધૈર્યતા ધરવાને કાજ; અભિષેક૦ ૭
ઈત્યાદી મહાતમ વિષેશ છેરે,
અભિષેક કિધાનું આજ; અભિષેક૦ ૮

---

# સૂર્યદર્ષન.

## ગિત ૩૦ મું.

(લાડી તુંતો ભોજાઇની હતી લુંડીરે. એ રાગ.)
વર કંન્યાના સંબંધના સાક્ષી દેવરે;
પ્રતક્ષ ઉગે ભાણુ પ્રભાતમાં જેવરે. ૧
સકળ વિશ્વનુ ક્રમણ કરે અહમેવરે;
તેને કંઈ અજાણ્યું નહિ લવ લેવરે. ૨
સાચો સાક્ષી કર્તાની આગળ એવરે;
તેનુ દરસન વર વધુ કરે તતખેવરે. ૩
તેથી તેઓ તેજ આયુષ્ય બળ પામેરે;

સંસારાદી વેદના સઘળી વિરામરે. ૪
અક્ષય એછે સૃષ્ટી મંડાણની સાથેરે;
અક્ષય રાખે વરવધુને સંગાથેરે; ૫
કરાર કરતાં વધુ વર ચાલે જે અવળુરે;
સંસારે રહિ કૃત્ય કરે સારૂં નબળુરે. ૬
તેની તુલના કરશે નિયંતા જે વારેરે;
ખરાપણાના સાક્ષી આ સૂર્ય તે વારેરે. ૭
અવિચળ વૃતિ વર વધુની એમ થાયરે;
વળતાં આવી મંડપ માંહે સોહાયરે. ૮

---

## અભિમંત્રણ અને સુમંગલિયં.

### ગિત ૩૧ મું.

(આશા ઉનાળાના દાહાડા કે, છોડી વિજણલો શેન લાવી. એ રાગ)

**આનડુ** કહેતાં લીલુ ચર્મ કે, અભિમંત્રણ કરતા વર;
તેને આસને બેશાને પર્મ કે, અભિ૦ ૧
કરે એકતા બંને મળી કે, અભિ૦
જેમ લીલુ ચાંમડુ વળી કે, અભિ૦ ૨
જેમ વાળે તેમ વળી જાય કે, અભિ૦
દ્રઢ વર કંન્યા ત્યમ થાય કે, અભિ૦ ૩
લખ્યો સૂત્રકારે એવો લેખકે, અભિ૦
તેતો કળીયુગે કીધો ઉવેખ કે, અભિ૦ ૪

મારે મૃદુ આસન પર બેશી કે, અભિ૦
જમણો હાથ ઘણા હરખથી કે, અભિ૦ ૫
મુકે કંન્યાની છાતી પર કે, અભિ૦
તેને કહેછે તું ધર્ય ઉરકે. અભિ૦ ૬
મારૂ વૃતને તારૂ વૃત કે, અભિ૦
મારૂં ચિત્તને તારૂ ચિત્ત કે, અભિ૦ ૭
મારી વાચાને તારી વાચા કે, અભિ૦
તેતો આજ થકી એક સાચાં કે, અભિ૦ ૮
કંન્યા કરે તે સર્વ કબુલ કે, અભિ૦
માની ઈશ્વરતા સમ તુલ્ય કે; અભિ૦ ૯
વળી વર કહે વિધાતા એકે, અભિ૦
મારો તારો જોગ ગનાય કે, અભિ૦૧૦
કીધો તેથી સદા સર્વદા કે, અભિ૦
નભવવો પડે આપણે તદાકે, અભિ૦૧૧

## ગિત ૩૨ મું.

(લાડી તુંતો ભોજાઇની હતી લુંડીરે; એ રાગ)

સૌભાગ્યવતિયો, પાંચ પ્રથમ ત્યાં આવી રે;
સૌભાગ્યવતિયો, હાથમાં કુંમ કુંમ લાવી રે. ૧
સૌભાગ્યવતિયો, વર વધુને ત્યાં પૂજે રે;
સૌભાગ્યવતિયો, એકે એક આવી ઝુઝે રે. ૨
સૌભાગ્યવતિયો, કંન્યાના કાનમાંહે કેહેછે રે;
સૌભાગ્યવતિયો, અખંડ સૌભાગ્ય વદેછે રે. ૩

સૌભાગ્યવતિયો, થકી પુરૂષ થાય દ્રઢરે;
જાણે જીતી વર આવ્યો હોય મોટો ધઢરે. ૪
એવી રીતે પામ્યા કંન્યા તેમ જાણીરે;
અંતર થકી હર્ષ અતિશય આણીરે. ૫
સૌભાગ્યવતિયો આશિશ વચનથી પોખેરે;
તેતો સઘળુ વરના આયુષ્યને લેખેરે. ૬
સીદ્ધિ અર્થે શ્રીફળ વા સોપારીરે;
ખારેકો તે અંજલી ભરીને વેહેવારીરે. ૭
વર આપે છે પૂરણ થઇ સનાથરે;
ગયો એટલે જુવતિ તણો સંગાથરે. ૮
આચાર્યને દાન દેતા વર રાયરે;
સૂત્રકારે ભાંખ્યો તેનો મહિમાયરે. ૯
દ્વિજવર આપે ગૌ વિગેરેનું દાનરે;
ક્ષત્રી આપે અશ્વ એ બન્ને સમાનરે. ૧૦
વૈશ તણો વર આપે બળદીયાનું દાનરે;
ત્યારે ત્રષ્ટે કંન્યા દાન સમાનરે. ૧૧

---

## ધ્રુ દર્શન.
### ગિત ૩૩ મું.

( લાડકડી ચડીરે કમાડ, સુંદીર વરને નીરખવારે. )
વર વધુ પ્રેમ સંયુક્ત, ઉત્તરભણી સંચરેરે;
અવિચળ થાવાને માટે, ધ્રુના તારાનું કરેરે. ૧

દરશંન થાવાને દ્રઢ, સાક્ષી રાખે દેવનેરે;
તે દેવ થઇ ને પ્રસંન, પછી વરકંન્યાનેરે. ૨
નિઃશ્ચિંતતાપણે રાખી રૂડા દી દેખાડતારે;
દીન દીન વૃદ્ધિ પમાડીને, લાડ લડાવતારે. ૩
એવા પ્રતક્ષ એ દેવને, નમિને માગુ વરેરે;
મમ પતિન સૌભાગ્ય યુક્ત, સો વર્ષ સુધી ખરેરે. ૪
જીવે જરૂર એ માગીયું, પ્રજાવતિ વળી થવારે;
સંસારી સુખને કાજય, અનાશ્રમિ મટી જવારે. ૫
વિનતિ એ રીતે ઉચરી, પછીથી પાછાં વળીરે;
માંયરામાં આવિને બેસે, બન્ને વર વધુ મળીરે. ૬

## ચરભક્ષ.

### ગિત ૩૪ મું.

( આણીતેડચે ગંગારે પેલી તેડે જુમનાંરે, વચે તે સરસ્વતિ નદી વહે. એ રાગ. )

પ્રથમ અગ્નિનેરે, બીજી વાયુનેરે, ત્રીજી તે સૂર્યને જાણવી;
ચોથીએ ચંદ્રરે, પાંચે ગાંધ્રવરે, છઠી પ્રજાપતિને આપવી. ૧
ગ્રહે રહિ ગુપ્તરે, દેવ થાય તૃપ્તરે, પછીથી **સ્થાલીપાકંપ્રાશયતિ;**
કંન્યાને વરરે, ધરીને ચરરે, જમાડે આગ્રહ કરી અતિ. ૨
વર પછી કહેછેરે, કંન્યા શણેછેરે, તારો ને મારો જે પ્રાણ છે;
તે એક મેકરે, અસ્તિપણુ એકરે, એકજ નિમ પ્રમાણ છે. ૩
ત્વંચા તે એકરે, મંન તે એકરે, એ રીતે બેઉ કબુલત કરી;

જમે જમાડેરે, હર્ષ પમાડેરે, મંત્ર ભણી આસ મૂખ ધરી. ૪
પાનનાં બીડાંરે, લવિંગ સોપારીરે, મુખવાસ વર વધુ તે કરે;
વર કંન્યા જ્યાંયરે બેઠાં છે ત્યાંયરે, કબુલ વિચાર પછી કરે. ૫
કંન્યાને કહેછેરે, વર તે વદેછેરે, અંત્ય સુધીના કરારથી;
છુટેના બંધરે, એહુવો સબંધરે, જાણજે તું તે અત્યારથી. ૬

## ગિત ૩૫ મું.

( વળતિ રૂષીએ માંડી છે વાતરે. એ રાગ. )

સ્ત્રિયો મળી ત્યાં મંગળ ગાયરે, વરરાજાને હસવું થાયરે;
જમો જમો કંસાર જમાઇરે, તમે કીધી છે રૂડી કમાઇરે. ૧
ક્યાંથી મળે આવી રૂડી કંન્યારે, વીધાત્રીએ કીધો છે અન્યારે;
વર શામ કંન્યા અતિ ગોરીરે, રખે રૂપ એનું લેતા ચોરીરે. ૨
ઘણું ભમીયા વિદ્યારથી સંગેરે, તેનાં ચાઠાં પડેલાં છે અંગેરે;
મારી કંન્યા છે કોમળવાનરે, તમે બ્રહ્મચારીનું માનરે. ૩
તમો ઘી પીયો એવું તાતુરે, જેથી મૂખડુ બની જાય રાતુરે;
તમારે નહિ હોય દુઝાંણુંરે, હવે સાસરીથી વાય વહાંણુરે. ૪
તમને ઓળખતું હતું કોણુરે, થશો લોકમાં આજથી જાણુરે;
તેતો આ કંન્યાનાં પરતાપરે, ગ્રહસ્થાશ્રમી થઇ બેઠા આપરે. ૫

---

# દુતક્રિડા.

## ગિત ૩૬ મું.

( ચાંપો રોપીને શ્રીકૃષ્ણ ગામ ચાલ્યારે. એ રાગ )

ત્યાથી ઉઠીને વર વધુ ઘરમાં જાયરે;

ઘરગાં ગણેશની પ્રથમ ત્યાં પૂજા થાયરે. ૧
પૂજી સુ મૂખને પછી બેઉ શુંય કરેરે;
અંન્યો અન્ય એક બીજાનું તે મન હરેરે. ૨
કાંકણુ દોરા વધુ વર એક મેકનેરે;
છોડે સત્વર જે કોઇ રાખી મનશું ટેકનેરે. ૩
તેની ગંભીરતા ચંચળતાની પરિક્ષા થાયરે;
તેનું ગૃહસ્થાશ્રમમાં આગળપણું કેવાયરે. ૪
પછી એકી બેકીતણો ખ્યાલ તેઓ કરેરે;
ઢાળી ચોસરને પાસા રૂડા હાથે ધરેરે. ૫
મુખ તાંબુળ ભરીને મન મલકાવીરે;
મારે પરસ્પર પીચકારી પ્રેમ લાવીરે. ૬
દુત રગત રમે છે રતિ કામ જાણેરે;
હાર્યે જીત્યની ત્યાં હૈડામાં હામ ધરેરે. ૭
એમની અંતરતાનો ભેદ ભુલાવવારે;
બેઉનો અતિશય સંબંધ સંધાવવારે. ૮
એમને અનેક પ્રકારે એમ દ્રઢ થવારે;
બાંધી પડનાળીકા અન્યોઅન્ય ભ્રમ લેવારે. ૯
પછી વેણી બંધન કૃત કરે વધુ તણુરે;
આગે વસ્ત્રાભૂષણુ આરોપે છે સ્ત્રિયો ઘણુંરે. ૧૦
સોનું રૂપુ ને મોતીના શણુગારજેરે;
વર આપે યથા શક્તિ અનુકુળતેરે. ૧૧

# ગૌરવ.

## ગિત ૩૭ મું.

( વળતિ રૂષીએ માંડી છે વાતરે એ રાગ )

જાન ગૌરવ જમવાને બેસેરે, ગાઈ ગીત સ્ત્રિ સૌ હસેરે;
ન્હાનાવિધ નિપાવિયાં અન્નરે, વધુ વરનું ગળ્યુ છે સ્વજંનરે. ૧
પાક શાક સાંમગ્રી થઈરે, તેમાં મણા કશી નથી રહીરે;
ઉષ્ણોદક મુક્યાં તતખેવરે, દાતા કહે ઉઠો વર દેવરે. ૨
સુવા ચંદન ને મોગરેલરે, કેસર કસ્તુરીનો રંગ રેલરે;
અંગે મરદન કીધાંછે ભલાંરે, પેર્યાં પિતાંબર મોકળાંરે. ૩
ઢાળા મંડપની માંહે પાટરે; દાતાએ રચીયો રૂડો ઠાઠરે;
વર રાજા ઉઠ્યા સ્નાંન કરીરે, શીતોદક આપ્યાં પાત્ર ભરીરે. ૪
એક પાસે બેઠાં સ્ત્રિજનરે, બીજે પાસે પુરૂષ સાજનરે;
પીરસે લાડુ ખાજાં બુંદાદારરે, મોતૈયા જલેબી સારરે. ૫
હેચી ચોડાને સેવૈ અપારરે, ઘણી આનંદે પીરસે નારરે,
સેવૈયાને સુરમું સારરે, ઝીણી રોટલાને કસારરે. ૬
ખાજાં સાજાંને ઘેબર ઘણાંરે, કેવળ છે પરસુલી તણાંરે;
ગોળ પાપડી દૈથરાં થાપડારે, ગળી પુરીમાં ખાંડના પડારે. ૭
વળી ખાંડ કેળાં અને ખીરરે, આરોગેછે જાંનના વીરરે,
ગાયનાં ઘ્રત તાવ્યાં તત કાળરે, કુર કમોદ મગની દાળરે. ૮
શાક નાહાના વિધનાં જેહરે, કહેતાં પાર ન આવે તેહરે,
ઘીલોડાં તુંરીયાં ને વંતાકરે, ચોળા ફળી વાલોળનું શાકરે. ૯
કાળુ કંકોડાંને કારેલાંરે. ચીભડાં અને કાચાં કેળાંરે;
આવે સુરણ રાયતાં સારરે, ખારાં મીઠાંને તીખાં અપારરે. ૧૦

હિંગ મરીચે વઘાર્યાં સારરે, કઢી ઉકળી ઉન્હિ અપારરે;
આદુ લીંબુ તણાંછે અથાણાંરે, કેરી કાકડ કરમદાં ઘણાંરે. ૧૧
છાસ વઘારી મુકયાં દહિરે, જીરૂ મરી મીઠુ પર સહીરે;
જમી ઉઠાછે જાન મંડળારે, શુદ્ધ આચમન લીધાં વળીરે. ૧૨
લવીંગ સોપારીને આપ્યાં પાનરે, ગૌરવ જમાડી દીધાં માનરે;
કંન્યાદાતાને હર્ષ ન માયરે, વળી માંગલ્ય રૂડાં ગવાયરે. ૧૩

## ગિત ૩૮ મું.

(અમે ઇડરીયો ઘડ ઝીત્યાંરે, આનંદ ભલા. એ રાગ)

એમ વર વધુ પરણીને ઉઠાંરે આનંદ ભયો;
વધુ માત પિતા મન ત્રુઠાંરે, આનંદ ભયો. ૧
થાય અગ્નિના હોમની સમાપ્તીરે, આનંદ૦
વિધિ બ્રહ્મ ભોજનની થતીરે, આનંદ૦ ૨
વિવાહ કર્મ કરાવેજે દેવરે, આનંદ૦
તેને દક્ષણા દેઇ તતખેવરે, આનંદ૦ ૩
પામે સંતોષ ગોર જેવારરે આનંદ૦
વધું વર જય પામશે ત્યારેરે, આનંદ૦ ૪
થાય પુરણ વિવાહ કર્મરે, આનંદ૦
તેતો સૃતિ સ્મૃતિના ધર્મરે, આનંદ૦ ૫
યુકત મનાય કૃત્ય તમામરે; આનંદ૦
તેથી વર વધુનુ થાય કામરે. આનંદ૦ ૬
માટે જાણી જરૂર આચરવીરે, આનંદ૦
વિધિ આવી રીતે સર્વથા કરવીરે. આનંદ૦ ૭
ઈશ કૃપાએ કેશવે કીધીરે, આનંદ૦
સર્વ દેશી જનો હાથ દીધીર, આનંદ૦ ૮

॥ इति विवाह कर्म संपूर्णतास्तु ॥